युगान्तर ग्रंथमाला पुष्प ३ जुं.

# गीतानी व्याख्या

:लेखक:

श्री अरविंद घोष

युगान्तर कार्यालय
सुरत.

संवत १९८०... आठ आना ...सन १९२४

શ્રી અરવિંદ ઘોષ

રચિત

તૈયાર થાય છે.

તૈયાર થાય છે.

કઠ્ અને મુંડકોપનિષદ્.

કર્મની ગહન ગતિ.

ભગવાની લીલા.

(સંત શ્રી પૉલ રીશાર કૃત.)

ભવિષ્યના પયગામ

(સ્વદેશી કાગળ)

જે મનુષ્યનું મન સાંસારિક વાસનાઓ અને કામનાઓથી પરાઙ્મુખ થએલું છે, જેને પ્રેમભક્તિના, ત્યાગ અને વૈરાગ્યના—આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાના **क्षुरस्य धारा** સમા વ્રત લીધા છે, સર્વ કાંઈ ભગવાનનું છે, સર્વ સ્થળે, જળમાં સ્થળમાં, અણુએ અણુમાં, મહતોમહીયાન્‌માં એજ વિરાજી રહ્યા છે એમ અનુભવ્યું છે ત્હેને શીતોષ્ણ, ક્ષુત્પિપાસા, સુખ દુઃખાદિ સર્વ દ્વંદ્વો સમાન છે. એને કાજે કારાવાસની અસહનીય યંત્રણાઓ કે સ્વર્ગસદનના મોંઘા સુખો યે સમાન છે. પ્રાણીમાત્ર પર એ પ્રેમ રાખે છે, કોઇ પ્રત્યે એને દ્વેષ નથી; એનું હૃદય સ્ફટિક સમું વિમલ, બાલક સમું સરલ, સતીના હૃદય સમું પવિત્ર હોય છે. આવો પુરૂષ તે જગતની જ્યોતિ, જગતનું જીવન, જગતનું નૂર છે; એજ ભવિષ્યનો જગદ્‌ગુરૂ, અવનિનો ઉદ્ધારક ને પયગમ્બર છે; એજ આવતી કાલનો પુરૂષ છે. આ યુગનો એવો પુરૂષ તે મહર્ષિ અરવિંદ ઘોષ.

શ્રી અરવિંદ ઘોષ નું ધ્યાન જેલમાં વિરાજતા પહેલાંજ ભગવાનમાં લાગી ગયું હતું. જેલજાત્રામાં પણ એમને પ્રિયતમની-ભગવાનનીજ લીલા જોઇ ને ત્યાં યે અધિક સાધનાદ્વારા ઉચ્ચ ભૂમિકાએ પહોંચ્યા.

કારાવાસમાંથી મુક્ત થતાંજ એઓએ જે અભ્યાસ, જે અનુભવ કર્યો હતો ત્હેનું તત્ત્વ દર્શાવવા કર્મયોગિન્ ને ધર્મ નામના -એક અંગ્રેજીમાં અને એક બંગાલીમાં-બે અઠવાડીકો પ્રસિધ્ધ કરવા માંડયાં. એ બન્ને પત્રોના ગંભીર તાત્ત્વિક, મનનીય પ્રબન્ધો વાંચવા, એ દિવ્ય પુરૂષના અનુભવનો પ્રસાદ ઝીલવા લોકો સદા સર્વદા ઉત્સુક રહેતા હતા. ગીતાની એક વ્યાખ્યાયે લખવાનો આરંભ કીધો હતો. ગીતાની ભૂમિકા સમા પ્હેલા અધ્યાય પર વિવેચન કરીને બીજા અધ્યાયના ૩૦ શ્લોકો પર પણ પુરૂં વિવેચન ન્હોતું કર્યું ત્યાં તો એઓશ્રીનો "મ્હારા દેશબંધુઓ પ્રત્યે" નામનો લેખ પ્રસિદ્ધ થયો. સરકારને એ લેખ સાલ્યો ને સરકારનું આમંત્રણ આવતા પ્હેલાં ભગવાનના આદેશથી ૧૯૧૦ ના માર્ચ માસમાં એઓશ્રીએ પૉંડીચેરી પ્રયાણ કર્યું.

તે દિવસથી એ બંને પત્રો બંધ પડયા. ગીતાની વ્યાખ્યાયે અધુરી રહી ને એવી અપૂર્ણ દશામાં એ પુસ્તકાકારે પ્રગટ થઇ. આ અપૂર્ણતા ગીતા ઉપર વધુ તાત્વિક ચર્ચા કરી એમણે પૂર્ણ કીધી છે. એ નિબંધો 'ગીતા-નિષ્કર્ષ' નામે ગુજરાતીમાં પ્રસિદ્ધ થઇ ચૂકયા છે. છતાંય આ ૧૫ વર્ષ પ્હેલા લખાયલી વ્યાખ્યા, એ દિવ્ય પુરૂષના આત્માના ઉંડાણમાંથી, ભૂતના તારણ રૂપ ભાવિના ગર્ભમાંથી નીકળતી નવચેતન પ્રેરતી ને નવજીવન અર્પતી વાણી હોઈ એમના અભ્યાસ ને અનુભવનું ફલ છે અને એથી એટલીજ મહત્વની છે.

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥

અર્પણ કરવાની ક્રિયા તે બ્રહ્મ, જે અર્પણ થાય છે તે બ્રહ્મ, જે'ને અર્પણ થાય છે તે બ્રહ્મ, જે અર્પણ કરે છે તે એ બ્રહ્મ છે એવી જે'ની બુદ્ધિ થઈ છે તેને બ્રહ્મપદ પ્રાપ્ત થવાનું.

# આભાર દર્શન.

અત્યાર સુધી વ્યવસ્થાપકોએ સ્થૂળ દૃષ્ટિએ એક કાર્ય નથી કર્યું અને એ કાર્ય તે આભાર દર્શનનું. એનું કારણ દુર્લક્ષ કે પ્રમાદ નથી. પણ જ્યારે હૃદય આભારથી લચી પડે છે ત્યારે વૈખરી બંધ પડે છે. આત્માનું—આત્માના ભાવોનું વર્ણન વાણીથી ન થઇ શકે. અન્તરની ભાષા મૌન છે. છતાંય અમુક સમયે એને સ્થૂળ સ્વરૂપ મળે છે. તદનુસાર કાર્યાલયની સ્થાપનાથી માંડીને આજ દીન સુધી જે જે સજ્જનોએ જે કાંઇ સહાય દીધી છે તે માટે અન્તરથી અભાર માનીએ છીએ.

અખૂટ જીવનદોરીના લેખક રા. રા. ચંદુલાલ લલ્લુભાઇ અને ભાવના સૃષ્ટિના કર્તા પ્રો. વી. આર. ત્રિવેદીનો આભાર માનવા જતા, એ ભાવની સંપૂર્ણતાથી વાણી બંધ પડે છે. રા. રાયચુરા અને રા. દીનેન તેમજ ગાંડીવ અને અનાવિલ બંધુ પ્રેસના માલીકો રા. વીમાવાલા ભાઇઓ અને રા. ગોવિન્દજી અને અન્ય મિત્રો, જેઓએ અકથનીય સહાય કીધી છે તેઓના અત્યંત આભારી છીએ.

That which Gita teaches is not a human but a Divine action; not the performance of social duties, but the abandonment of all other standards of duty or conduct for a selfless performance of the Divine will working through our nature; not social service but the action of the Best, the God-possessed, the Mastermen done impersonally for the sake of the world and as a sacrifice to Him who stands behind Man and Nature. In other words, the Gita is not a book of practical ethics but of the spiritual life. × × ×

Although Gita prefers action to inaction, it does not rule out renunciation of works but accepts it as one of the ways to the Divine. If that can only be attained by renouncing works and life and all duties, and the call is strong within us, than into the bone-fire they must go and there is no help for it. The call of god is imperative and cannot be weighed against any other considerations–*Aurobindo Ghose.*

# પ્રસ્તાવના.

સંસાર ભરનું સર્વ શ્રેષ્ઠ પુસ્તક તે ગીતા; એમાં જે જ્ઞાનની સંક્ષિપ્ત વ્યાખ્યા કરવામાં આવી છે તે જ અન્તિમ, ગુહ્યતમ જ્ઞાન છે. ગીતામાં જે ધર્મનીતિનું વર્ણન છે, તે વર્ણિત નીતિની અંતર્ગત સવ ધર્મનીતિના નિયમો છે, રે ત્હેનાપર અવલંબિત છે. ગીતામાં કર્મ માર્ગનું જે પ્રદર્શન કરવામાં આવ્યું છે તે જ ઉન્નતોન્મુખ સંસારનો સનાતન માર્ગ છે.

ગીતા અગણીત રત્નોનો જન્મદાતા અગાધ સમુદ્ર છે. આખું ય જીવન આ સમુદ્રની અપરિમીત ઉંડાણમાં શોધ કરતાં છતાં, ત્હેનું તલ પ્રાપ્ત નથી થતું. સેંકડો વર્ષની શોધ પછી યે આ અનન્ત રત્ન ભંડારનો સહસ્ત્રાંશ પણ પ્રાપ્ત કરવો દુષ્કર છે. એટલું જ નહિ પણ એકાદ બે રત્ન મળવાથી યે દરિદ્રમાં દરિદ્ર યે ધની, ચિન્તાશીલ જ્ઞાની, ઇશ્વર દ્વેષી પ્રેમી થાય છે અને મહાપરાક્રમી શક્તિવાન કર્મવીર પોતાના જીવનનો ઉદ્દેશ સાધવાને પૂર્ણરૂપે સજ્જિત થઈ કર્મક્ષેત્રમા આવી ઉભો રહે છે.

ગીતા અક્ષય મણિઓની ખાણ છે. પ્રત્યેક યુગમાં એ ખાણમાંથી મણિઓ કાઢવામાં આવે તો યે ભાવિ પ્રજાજનો–ભાવિ સન્તાનો સદૈવ નવા નવા અમૂલ્ય રત્નો પ્રાપ્ત કરી હર્ષિત અને વિસ્મીત થયા જ કરવાના.

આવા ગંભીર અને ગુપ્તજ્ઞાનપૂર્ણ પુસ્તકની ભાષા અત્યન્ત પ્રાંજલ છે; શૈલી એટલી તો સરલ છે કે ત્હેનો બાહ્ય અર્થ તો સહજમાં સ્હમજી જવાય છે. ગીતારૂપી ખાણની રત્નોદ્દીપક ગુફામાં પ્રવેશ ન

કરતા કેવલ બહારથી જ શોધ કરનારને પણ તૃણમાં પડેલું જે ઉજ્વલ મણિ મળી જાય છે તેટલું યે આ જીવનમાં ધનીક બનાવવા કાજે બસ છે.

ગીતાની હજ્જારો વ્યાખ્યાઓ થશે તો યે એવો સમય કદીય નહિ આવે કે જ્યારે નવીન વ્યાખ્યાની આવસ્યકતા નહિ હોય. સંસાર ભરનો શ્રેષ્ઠ પંડિત અથવા તો કોઇ મહાન જ્ઞાની એવી વ્યાખ્યા તો નહિ જ કરી શકે કે જે હૃદયમાં ઉતરી જાય ને કહી શકાય કે ગીતાની વ્યાખ્યા થઈ ગઇ, હવે એ સિવાય બીજી ટીકા કરવી અનાવસ્યક છે, એથી બધો ય અર્થ સ્હમજાઇ જાય છે. જેટલી બુદ્ધિ હોય એટલી બધીજ કામમાં લાવવા છતાં આ જ્ઞાનનો યતિકિંચિત્ અંશ સ્હમજાય છે અને સ્હમજાવી શકાય છે. ચિરકાલ લગી યોગસાધન કરીને અને નિષ્કામ કર્મમાર્ગમાં ઉચ્ચાતિઉચ્ચ સ્થિતિપર આરૂઢ થઇને ગીતામાં વર્ણિત કોઈ ગંભીર સત્ય પ્રાપ્ત કરાય તો યે એની એક બે શિક્ષાઓ જ જીવનમાં કાર્યરૂપે પરિણીત કરી શકાય. લેખકે જે કાંઈ ભોગવ્યું છે, જે કાંઇ કર્મયોગનો અભ્યાસ કર્યો છે, જે કાંઈ વિચાર અને તર્કદ્વારા ગીતાનો અર્થ કર્યો છે એ બીજાઓને સહાયરૂપ થઈ પડે એ જ આ પ્રબન્ધ લખવાનો ઉદ્દેશ છે.



૧૧૯૭૮૮

## વકતા

ગીતાનો ઉદ્દેશ અને અર્થ સ્હમજવામાં પ્હેલા વકતા, પાત્ર અને એ સમયની અવસ્થાનો વિચાર કરવો આવશ્યક છે. વકતા હતા ભગવાન શ્રી કૃષ્ણ, પાત્ર હતા શ્રી કૃષ્ણના સખા વીરશિરોમણિ અર્જુન અને અવસ્થા તે કુરૂક્ષેત્રના ભીષણ હત્યાકાંડનો આરંભ.

ઘણાયે લોક કહે છે કે મહાભારત એક રૂપક માત્ર છે. શ્રી કૃષ્ણ ભગવાન, અર્જુન જીવ, કૌરવાદિ ષડ્રિપુઓ અને પાંડવસેના મોક્ષને અનુકુલ વૃત્તિઓ છે. આ રીતે મહાભારતને જે પ્રકારનું તુચ્છ સ્થાન કાવ્ય-સાહિત્યમાં આપવામાં આવે છે તે પ્રકારે ગીતાની ગંભીરતા, કર્મયોગીના જીવનમાં એની ઉપયોગીતા અને ઉચ્ચ માનવજાતિની ઉન્નતિ કરવાવાલી શિક્ષા ન્યૂન કે નષ્ટ થાય છે. કુરૂક્ષેત્રનું યુદ્ધ એ ગીતા ચિત્રનું ફ્રેમ માત્ર નથી પણ ગીતામાં કથાએલી શિક્ષાનું મૂલ કારણ છે. ગીતામાં ઉલ્લેખાયલા ધર્મ સંપાદનનું શ્રેષ્ઠ ક્ષેત્ર છે. મહાભારતના યુદ્ધનો કાલ્પનિક અર્થનો જો સ્વીકાર કરવામાં આવે તો ગીતાનો ધર્મ, એ વીર પુરૂષનો ધર્મ તેમજ સંસારમાં આચરણીય ધર્મ ન થતા સંસારને અનુપયોગી શાન્ત સંન્યાસ ધર્મમાં પરિણીત થઇ જાય. શ્રી કૃષ્ણ વકતા છે; શાસ્ત્રોમાં લખ્યું છે કે શ્રી કૃષ્ણ સ્વયં ભગવાન છે. ગીતામાં યે શ્રી કૃષ્ણે

સ્વયં ભગવાન છે એમ કહ્યું છે. ચોથા અધ્યાયમાં અવતારવાદ અને દશમા અધ્યાયમાં વિભૂતિવાદનું અવલંબન કરીને ભગવાન ભુતમાત્રના દેહમાં પ્રચ્છન્ન ભાવે અવસ્થિત થએલા છે, કેટલાએક પ્રાણીઓમાં શક્તિવિકાશથી અધિક પરિમાણમાં વ્યકત થએલા છે અને શ્રીકૃષ્ણના શરીરમાં પૂર્ણરૂપે અવતીર્ણ થએલાં છે એમ પ્રકટ થાય છે. આ રૂપકને તારવી કાઢવાથી જ ગીતાની સાચી શિક્ષા સ્હમજાય છે છતાં યે એ શિક્ષાનું આ અંશ નથી સ્હમજી શકાતું કે જો અવતારવાદ માનીયે તો શ્રી કૃષ્ણને પૃથક કેવી રીતે માની શકાય ? એટલા માટે સ્વયં ભગવાન જ આ જ્ઞાન અને શિક્ષાના પ્રચારક છે એમ સિદ્ધ થાય છે.

શ્રીકૃષ્ણ ભગવાનનના અવતાર હોવાથી માનવ શરીરમાં અવતરીને, મનુષ્યના શારીરિક, માનસિક અને અધ્યાત્મિક ધર્મ ગ્રહણ કરીને તદનુસાર લીલા કરી છે. આ લીલાનું પ્રાકાશ્ય અને એનું ગૂઢ રહસ્ય જો આપણે સ્હમજી શકીએ તો આ સંસાર વ્યાપી લીલાનો અર્થ, ઉદ્દેશ અને પ્રણાલી જાણી શકીએ. આ મહાન લીલાનું અંગ પૂર્ણજ્ઞાન પ્રવર્તિત કર્મ છે. એ કર્મમાં અને લીલાના ગર્ભમાં કયું જ્ઞાન છૂપાયેલું છે એ ગીતામાં વ્યક્ત કરવામાં આવ્યું છે.

મહાભારતના શ્રીકૃષ્ણ કર્મવીર, મહાયોગી, મહાસંસારી, સામ્રાજ્ય સ્થાપક, રાજનીતિજ્ઞ યોદ્ધા હતા અને ક્ષત્રિય શરીરમાં બ્રહ્મજ્ઞાની હતા. એમના જીવનમાં મહાશક્તિનો અતુલનીય વિકાશ અને રહસ્યમય ક્રીડાના દર્શન થાય છે. ગીતા આ રહસ્યની વ્યાખ્યા છે.

શ્રીકૃષ્ણ સંસારના પ્રભુ, વિશ્વવ્યાપી વાસુદેવ હતા અથવા પોતાનો મહિમા ગુપ્ત રાખીને પિતા, પુત્ર, ભાઇ, સખા, મિત્ર, શત્રુ ઈત્યાદિ સંબંધ માનવ સમાજ સાથ સ્થાપન કરીને લીલા કરી છે. એમના જીવનમાં આર્ય જ્ઞાનનું મહાન રહસ્ય—ભક્તિ માર્ગની ઉત્તમ શિક્ષા સ્થાપિત થયેલી છે. એનું સર્વ તત્ત્વ ગીતામાં અપાયલા ઉપદેશની અંતર્ગત છે.

દ્વાપર અને કલિયુગના સંધી સમયમાં શ્રી કૃષ્ણે અવતાર લીધો. યુગેયુગે સન્ધિ સમયમાં ભગવાન પૂર્ણરૂપે અવતાર લે છે. ચારે યુગમાં કલિયુગ જેટલો નિકૃષ્ટ યુગ છે તેટલો જ શ્રેષ્ઠ પણ છે. આ યુગ, માનવ ઉન્નતિનો મહાન શત્રુ, પાપ પ્રવર્ત્તક કલિનો રાજ્યકાલ છે. માનવ સમાજની અત્યંત અવનતિ ને અધોગતિ કલિના શાસન કાલમાં જ થાય છે. પરંતુ વિઘ્નોની સાથ યુદ્ધ કરતાં કરતાં શક્તિની વૃદ્ધિ થાય છે; જુનાનો ધ્વંસ થતાં નવાની ઉત્પત્તિ થાય છે. આ નિયમ કલિયુગમાં યે દેખાય છે. સંસારના ક્રમવિકાશમાં અશુભના જે અંશનો નાશ થતો જાય છે તે કલિયુગમાં અત્યંત વિકાસમાં નષ્ટ થાય છે અને આ રીતે ખાલી પડેલા સ્થાનમાં એક નવું બીજ વવાય છે, જે અંકુરીત થઈ હવે પછીના સત્યયુગમાં વૃક્ષરૂપે ફાલે છે. જેમ જ્યોતિષ્શાસ્ત્રમાં એક ગ્રહની દશામાં સર્વ ગ્રહોની અન્તર્દશાનો ભોગ આવી પડે છે તેમ કાળની દશામાં સત્યયુગ, ત્રેતા, દ્વાપર, અને કલિયુગ પણ પોતપોતાની દશા વારંવાર ભોગવે છે. આ રીતે ચક્રગતિએ કલિયુગમાં દારૂણ અવનતિ, પુનઃઉન્નતિ, પુનઃદારૂણતર અવનતિ અને વળી

પાછી ઉન્નતિ થઈ ભગવાવનો ઉદ્દેશ સધાય છે. દ્વાપર અને કલિયુગના સંધિ સમયમાં ભગવાને અવતાર લઇને અસદ્‌નો અત્યંત વિકાશ અને નાશ કરી, તથા સદ્‌નું બીજ વાવી ત્હેના વિકાસને અનુકુલ વ્યવસ્થા કરી પછી કલિનો પ્રારંભ થયો છે. સત્યયુગના આગમનને અનુકુલ જ્ઞાન અને કર્મપ્રણાલી ગીતામાં શ્રી કૃષ્ણ મૂકી ગયા છે. કલિ અન્તર્ગત સત્યયુગની અન્તર્દશાના આગમન કાલમાં ગીતાધર્મનો વિશ્વવ્યાપી પ્રચાર અવશ્ય થવાનો છે. એ સમયમાં ગીતાનો આદર, થોડા જ્ઞાની અને પંડિતોથી સીમાબદ્ધ ન રહેતા સર્વ સાધારણ લોકોમાં યે થશે, રે મ્લેચ્છ દેશોમાં પણ પ્રચાર થઇ રહ્યા છે.

આથી વકતા શ્રીકૃષ્ણથી એમનું ગીતા રૂપી વાક્ય સ્વતંત્ર નહિ કરી શકાય. શ્રીકૃષ્ણ ગીતામાં ગુપ્ત રૂપે રહેલા છે, ગીતા શ્રીકૃષ્ણની વાઙ્‌મયી મૂર્તિ છે.



## પાત્ર.

ગીતામાં વર્ણિત જ્ઞાનના પાત્ર છે પાંડવ શ્રેષ્ઠ ઇન્દ્રનંદન મહાવીર અર્જુન. જે રીતે વકતાને ગીતામાંથી દૂર કરવાથી ગીતાનો ઉદ્દેશ અને એનો નિગુઢાર્થ સ્હમજવો મુશ્કેલ છે એ પ્રમાણે પાત્રને દૂર કરવાથી ગીતાનું પરમ રહસ્ય સ્હમજી નથી શકાતું.

અર્જુન શ્રીકૃષ્ણનો પ્રિયસખા હતો. જે લોકો શ્રીકૃષ્ણના સમયમાં એકજ કર્મક્ષેત્રમાં અવતરેલા હતા તે લોકોનો, માનવદેહધારી પુરૂષોત્તમની સાથ પોતાના અધિકાર અને પૂર્વજન્મનાં કર્મભેદાનુશાર ભિન્ન ભિન્ન સંબંધ હતો. ઉદ્ધવ શ્રીકૃષ્ણના ભકત, સાત્યકી એમના સહચર અને સેવક અને રાજા યુધિષ્ઠર એમની સંમતિ અનુસાર ચાલવાવાલા આત્મીય અને બંધુ હતા. પણ શ્રીકૃષ્ણ સાથ અર્જુન જેવી ઉચિત ઘનિષ્ટતા તો કોઇનામાં યે ન હતી. સમાન અવસ્થાવાલા બે પુરૂષોમાં જેટલો નિકટ અને મધુર સંબંધ હોઈ શકે એટલો શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે હતો. અર્જુન શ્રીકૃષ્ણના ભાઇ, પ્રિયતમ સખા અને એમની પ્રાણપ્રતીમ બ્હેન સુભદ્રાના સ્વામી હતા. ગીતાના ચોથા અધ્યાયમાં ભગવાને ગીતાનું પરમ રહસ્ય શ્રવણ કરવાના પાત્ર તરીકે યોગ્ય થવાનું કારણ દર્શાવતાં, આ ગાઢ સંબંધનું યે વર્ણન કર્યું છે.—

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥

"આ પુરાતન યોગ ત્હને મ્હારો ભકત અને સખા સ્હમજીને કહ્યો છે કારણકે આ યોગ સંસાર ભરનું શ્રેષ્ઠ

અને પરમ રહસ્ય છે; અઢારમાં અધ્યાયમાં યે ગીતાના કેન્દ્ર સ્વરૂપ કર્મયોગના મૂલમંત્રને વ્યકત કરતી વખત ભગવાને આજ વાત ફરીથી કહી છે.

सर्वं गुह्यतमं भूयः श्रुणु मे परमंवचः ।
ईष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥

"ફરીથી મ્હારી પરમ અને સર્વની અપેક્ષાએ અતિ ગુહ્ય વાત સાંભળ. તું મ્હને અત્યંત પ્રિય છે તેથી આ શ્રેષ્ઠ માર્ગની વાત ત્હને કહીશ." આ બન્ને શ્લોકોનો અભિપ્રાય શ્રુતિને અનુકુલ છે કારણકે કઠોપનિષદ્‌માં કહેવામાં આવ્યું છે કે—

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैव आत्मा वृणुते तनु स्वाम् ॥

એ પરમાત્મા દાર્શનિકોની વ્યાખ્યાદ્વારા પ્રાપ્ત નથી થતો. એ નથી મેધાશક્તિ દ્વારા લભ્ય કે પૂર્ણ શાસ્ત્રજ્ઞાન દ્વારા યે. ભગવાન જેના ઉપર પ્રસન્ન થાય છે ત્હેને જ એ લભ્ય છે અને એની જ સમક્ષ પરમાત્મા પોતાનું શરીર પ્રકટ કરે છે+

---

+ "આ આત્મા નથી લભ્ય પ્રવચનથી,
કે નથી મેધાશક્તિ કે શ્રવણથી;
જેને તે વરણ કરે તેને તે લભ્ય
તેની સમીપ તે સશરીર પ્રકટતો."

આ બીજું ભાષાંતર માત્ર સૂચન રૂપે જ છે. કોઈ ઉપનિષદોનું પદ્યમાં ભાષાંતર કરે તો તે ગુજરાતની સુંદર સેવા કરે.—અનુવાદક.

શ્રી અરવિંદ ઘોષે અનુવાદ કરેલા કઠ અને મુંડકોપનિષદો ઈશ્વરેચ્છા હશે તો આ સંસ્થાદ્વારા ટુંક સમયમાં પ્રસિદ્ધ થશે.

—પ્રકાશક.

આમાં એક બીજી અત્યંત પ્રયોજનીય વાત છૂપાઈ છે. ભગવાને અર્જુનને એકજ શરીરમાં ભક્ત અને સખા કહ્યા છે. ભક્ત અનેક તરેહના હોય છે. સાધારણ રીતે કોઇને પણ ભક્ત કહેવાથી ગુરૂ શિષ્યના સંબંધની વાત યાદ આવે છે. આ ભક્તિના મૂલમાં પ્રેમ છે તો ખરો પણ સાધારણ રીતે વાધ્યતા, સમ્માન અને અન્ધભક્તિ એના વિશેષ લક્ષણ છે. જ્યારે સખા, સખાને સન્માન નથી આપતો. સખાની સાથ ક્રીડા-કૌતુક અને સ્નેહ યુક્ત વાર્તાવિનોદ કરે છે, ક્રીડા કરતા એનો ઉપહાસ કરે છે તાચ્છિલ્ય પણ કરે છે; અપમાન કરે છે ને ગુસ્સે પણ થાય છે. સખા સર્વકાલ સખાનો બાંધેલો રહેતો નથી. એની છલ રહિત હિતસ્વી જ્ઞાન ગરિમામાં મુગ્ધ થઇ એના ઉપદેશાનુસાર ચાલે છે તે અન્ધભાવથી નહિ પણ એની સાથ તર્ક કરે છે ને એની સ્હામું પોતાના મતનું પ્રતિપાદન પણ કરે છે. સખા સંબંધની પ્રથમ શિક્ષા તે ભય રહિત થવું. આદર ઉપરાંત આડમ્બરનું વીસર્જન એ એની બીજી શિક્ષા; પ્રેમ એની પ્હેલી અને છેલ્લી વાત. જે લોક આ સંસારને માધુર્યમય, રહુસ્યમય પ્રેમમય, આનંદમય ક્રીડા રહુમજીને ભગવાનને આ ક્રીડામાં ભાગ લેતા જાણીને, એની સાથ સખ્ય સંબન્ધ જોડી શકે છે એજ ગીતા જ્ઞાનના પ્રાત્ર અને અધિકારી છે. જે લોક ભગવાનનો મહિમા, પ્રભુત્વ, જ્ઞાનગરીમા તથા ભીષણતાને પણ હૃદયંગમ કરે છે અને એ રીતે જ્ઞાનશૂન્ય નહિ થઇ જઇને એની સાથ નિર્ભય અને પ્રસન્ન મુખે ક્રીડા કરે છે તે ગીતોક્ત જ્ઞાનના અધિકારી છે. સખ્ય સંબંધમાં, ક્રીડાની અંદર સર્વ સંબંધ સમાઈ શકે છે. ગુરૂ અને શિષ્યનો સંબંધ સખ્ય ભાવમાં પ્રતિષ્ઠિત

કરવાથી અત્યંત મધુર થઈ જાય છે. આથી અર્જુને ગીતાના પ્રારંભમાં શ્રીકૃષ્ણ સાથ એવો સંબંધ સ્થાપિત કર્યો છે. અર્જુને કહ્યું પણ છે, "તુંજ મ્હારો પરમ હિતૈષી બંધુ છે, ત્હારા સિવાય હું કોના શરણમાં જાઉં? હું મંદબુદ્ધિ છું, કર્તવ્ય ભયથી બીહું છું, કર્તવ્યના સંબંધમાં સંદિગ્ધ અને તીવ્ર શોકથી જ્ઞાન રહિત છું: ત્હમે મ્હારી રક્ષા કરો, ઉપદેશ આપો; હું મ્હારા લૌકિક અને પારલૌકિક કલ્યાણનો ભાર ત્હમારા ઉપર મૂકું છું." આ ભાવથી અર્જુન માનવજાતિના એક માત્ર સખા અને સહાયકની પાસ જ્ઞાન પ્રાપ્ત કરવા તૈયાર થયા હતા. સખ્ય ભાવમાં માતૃસંબંધ વાત્સલ્ય-ભાવ પણ સમાયલો હોય છે. વયમાં મ્હોટા અને જ્ઞાનમાં શ્રેષ્ઠ જનો પોતાથી ન્હાના તથા અલ્પજ્ઞમિત્રની રક્ષા કરે છે, ત્હેમના શુભ માટે પ્રયત્ન કરે છે અને પોતાની પાસે રાખીને વિપત્તિ અને અકલ્યાણથી રક્ષણ કરે છે. જે લોકો શ્રીકૃષ્ણ સાથ મૈત્રી કરે છે ત્હેની સાથ શ્રીકૃષ્ણ આત્મીય સંબંધ રાખે છે. મૈત્રીમાં જેમ માતૃપ્રેમની ગંભીરતાનો સમાવેશ થાય છે તેમ દામ્પત્ય અને પત્નીપ્રેમની તીવ્રતા અને ઉત્કટ આનંદનો યે સમાવેશ થાય છે. સખા પોતાના સખાની પાસ રહેવાની હંમેશા પ્રાર્થના કરે છે, એના વિયોગથી દુઃખી થાય છે, એના શરીર સ્પર્શથી ગદ્ગદ થઇ જાય છે અને એને માટે પ્રાણ પણ અર્પવામાં આનંદ માને છે. દાસ્ય (સેવક અને સ્વામી) ભાવ પણ મૈત્રીભાવમાં સમાવેશ થઇ જાય તો તેથી મૈત્રીભાવ વિશેષ મધુર થઇ જાય છે. એટલા માટે કહેવામાં આવ્યું છે કે જે વ્યક્તિ પુરૂષોત્તમ સાથ જેટલો મધુર સંબંધ સ્થાપિત કરી શકે તેટલો ત્હેનો

મૈત્રીભાવ પ્રસ્ફુટિત થાય છે એટલે ગીતોક્ત જ્ઞાનનો અધિકારી થાય છે.

શ્રી કૃષ્ણના સખા અર્જુન મહાભારતના મુખ્ય નાયક છે અને કર્મયોગની શિક્ષા એ ગીતાની મુખ્ય શિક્ષા છે. જ્ઞાન, ભક્તિ અને કર્મ એ ત્રણે માર્ગ પરસ્પર વિરોધી તો નથીજ. કર્મ માર્ગમાં, જ્ઞાનથી ઉત્પન્ન થયેલાં કર્મ સાથ, ભક્તિની શક્તિના સાધનનો પ્રયોગ કરીને પરમાત્માના ઉદ્દેશની સિદ્ધિ માટે એની આજ્ઞાનુસાર કર્મ કરવા એ ગીતાની શિક્ષા છે. જેઓ સંસારના દુઃખથી ભયભીત, વૈરાગ્ય પીડિત ઈશ્વરની લીલાથી વિરક્ત થઈ રહ્યા છે અને કર્મ છોડીને સંતાતા ફરે છે તેમનો માર્ગ સ્વતંત્ર છે. વીર શીરોમણિ અર્જુનની એવી ઇચ્છા નહોતી કે એવો ભાવ નહતો. શ્રીકૃષ્ણે કોઇ શાન્ત સન્યાસીને અથવા દાર્શનિક જ્ઞાનીને આ ઉત્તમ રહસ્ય નહોતું કહ્યું કે કોઈ અહિંસા પરાયણ બ્રાહ્મણને આ શિક્ષાનો અધિકારી સ્હમજી નહોતું કહ્યું; એને તો મહાપરાક્રમી, તેજસ્વી ક્ષત્રિય યોદ્ધાને આ અતુલનીય જ્ઞાન આપ્યું તું. જે જન જીવન જંગના જય પરાજયથી વિચલીત નથી થતા તેજ આ શિક્ષાના ગૂઢતમ તળીએ પહોંચવા—આ ઉપદેશનું ગૂઢ રહસ્ય જાણવા સમર્થ થાય છે. "नायमात्मा बलहीनेन लभ्यः ।" આ આત્મા બલહીન પુરૂષોથી પ્રાપ્ત નથી થતો. જેઓ મુમુક્ષુત્વની અપેક્ષાએ ઈશ્વર પ્રાપ્તિની આકાંક્ષાને અધિક પોષણ કરે છે તેઓ જ ભગવાનના સામીપ્યનો આસ્વાદ લઇ, પોતાને નિત્યમુક્ત સ્વભાવવાન બનાવવામાં મુમુક્ષાને અજ્ઞાનનો અંતિમ આશ્રય સ્હમજીને ત્યાગ કરવામાં સમર્થ થાય છે. જેઓ તામસિક રાજ-

સિક અહંકારનો ત્યાગ કરીને સાત્ત્વિક અહંકારમાં જે બધ્ધ થવા ઈચ્છતા નથી તેઓજ ગુણાતીત અર્થાત્ જીવન મરણથી મુક્ત થવામાં સમર્થ થાય છે. અર્જુને ક્ષત્રિય ધર્મ પાલન કરવામાં રાજસિક વૃત્તિને ચરિતાર્થ કરી છે તેમજ સાત્વિક આદર્શ ગ્રહણ કરવામાં રજઃશક્તિને સત્વમુખી કરી છે. આવા પાત્ર ગીતોકત શિક્ષાને માટે ઉત્તમ અધિકારી છે.

એ સમયના મહાપુરૂષોમાં અર્જુન સર્વ શ્રેષ્ઠ હતો એમ તો નથી; આધ્યાત્મિક જ્ઞાનમાં વ્યાસદેવ, એ યુગના સર્વ પ્રકારના સાંસારિક જ્ઞાનમાં ભીષ્મપિતામહ, જ્ઞાનની તૃષ્ણામાં રાજા ધૃતરાષ્ટ્ર અને વિદુર, સાધુતા અને સાત્ત્વિક ગુણમાં ધર્મપુત્ર યુધિષ્ઠિર, ભક્તિમાં ઉદ્ધવ અને અક્રૂર તથા સ્વાભાવિક શૌર્ય અને પરાક્રમમાં મહારથી કર્ણ શ્રેષ્ઠ હતા છતાં પણ અર્જુનને જ ભગવાને આ જ્ઞાન દીધું, એનાજ હાથમાં અચલા જયશ્રી અર્પી તથા ગાંડીવ ધનુષ આદિ અનેક દિવ્ય અસ્ત્રો સમર્પ્યાં; એને જ હાથે ભારતના હજારો જગદ્દ્-વિખ્યાત વીરોનો સંહાર કરાવી એના જ પરાક્રમથી યુધિષ્ઠિરનું નિષ્કંટક સામ્રાજ્ય સ્થપાવ્યું. એટલું જ નહિ પણ ભગવાને એને જ ગીતોકત પરમજ્ઞાનના એક માત્ર અધિકારી સ્હમજીને એ જ્ઞાન દીધું. અર્જુન, મહાભારતના નાયક અને મુખ્ય પાત્ર હતા એથી કાવ્યનો પ્રત્યેક અંશ એના યશ અને કીર્તિનું પોષણ કરે છે. પુરૂષોત્તમનો અથવા તો મહાભારતના રચયિતા વ્યાસદેવનો આ અનુચિત પક્ષપાત નથી. આ સંપૂર્ણ ઉત્કર્ષ, શ્રદ્ધા અને આત્મ સમર્પણનું ફળ છે. જે પુરૂષ પુરૂષોત્તમ પર પૂર્ણ શ્રદ્ધા પૂર્વક કોઇપણ પ્રકારની વાસનાને વશ થયા વિના શુભ અશુભ,

મંગલ અમંગલ પાપ પુણ્યનો સર્વ ભાર સમર્પણ કરે છે તથા પોતાના પ્રશંસિત ગુણોને આગ્રહપૂર્વક વળગી ન રહેતા ઈશ્વરદત્ત સ્હમજી, એનાજ કાર્યમાં નિયુક્ત કરે છે તે શ્રધ્ધાવાન, નિરહંકારી કર્મયોગી, પુરૂષોત્તમ ભગવાનના પ્રિયતમ સખા અને શક્તિના ઉત્તમ આધાર છે અને એની દ્વારા સંસારનું વિરાટ્ કાર્ય નિર્દોષ રીતે સંપાદન થાય છે. ઇસ્લામ ધર્મના પ્રણેતા હઝરત મહમ્મદ સાહેબ આ પ્રકારના શ્રેષ્ઠ યોગી હતા. અર્જુન પણ આ પ્રકારનું સમર્પણ સર્વદા કરતા હતા. અર્જુનની આ વૃત્તિ જ ભગવાનની પ્રસન્નતાનું કારણ છે. જેઓ દૃઢ રીતે પૂર્ણ આત્મસમર્પણ કરે છે તેઓ જ ગીતામાં વર્ણિત જ્ઞાનના ઉત્તમ અધિકારી છે. શ્રીકૃષ્ણ એમના ગુરૂ અને સખા થઇને એનો આલોકનો તેમજ પરલોકનો બધો ય ભાર પોતાના ઉપર લઇ લે છે.



## અવસ્થા

મનુષ્યના પ્રત્યેક કાર્ય અને ઉકિતનો ઉદ્દેશ અને કારણ બરાબર સ્હમજવાને માટે એ જાણવું આવશ્યક છે કે કઇ અવસ્થામાં એ કાર્ય કરવામાં આવ્યું તેમજ કઇ અને કેવી પરિસ્થિતિમાં એ ઉકિત કામમાં લેવામાં આવી. કુરૂક્ષેત્રના મહાયુદ્ધના પ્રારંભકાલમાં જે સમયે શસ્ત્રપ્રયોગ શરૂ થયો— प्रवृत्ते शस्त्र सपाते—તે જ સમયે ભગવાને ગીતાને પ્રકટ કરી. ઘણાએ લોકો આ વાતથી વિસ્મત અને શંસયશીલ થઇને કહે છે કે ખરેખર એ કવિની અસાવધાનતા છે અથવા એની બુધ્ધિનો દોષ છે. વાસ્તવમાં એ સમયે, એ સ્થાને, દેશ, કાલ અને પાત્રનો નિર્ણય કરીને, એવા ભાવાપન્ન પાત્રને શ્રીકૃષ્ણે ગીતાનો ઉપદેશ અર્પ્યો હતો.

સંગ્રામના પ્રારંભકાલનો સમય હતો. જેઓ કર્મના પ્રબલ પ્રવાહમાં પડીને પોતાનું વીરત્વ અને શક્તિનો વિકાશ અને પરીક્ષા નથી કરતા તેઓ કદીપણ ગીતોક્ત જ્ઞાનના અધિકારી નથી થઇ શકતા. પણ જેઓએ કોઈ કઠીન મહાવ્રતનો આરમ્ભ કર્યો છે, કે જે મહાવ્રતમાં અનેક વિઘ્નો અનેક સંકટો, અનેક શત્રુઓની વૃદ્ધિ, અનેક તરેહના પરાજયની આશંકા સ્વાભાવિક જ હોય છે, તે મહાવ્રતનું પાલન કરતા જે સમયે દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થાય છે તે સમયે, તે વ્રતના અન્તિમ ઉદ્યાપન કાજે, ભગવાનની કાર્યસિદ્ધિ

માટે એ જ્ઞાન પ્રકટ થાય છે. ગીતાની શિક્ષા કર્મમાર્ગથી ઇશ્વરના સાક્ષાત્કારનો નિશ્ચય કરે છે; શ્રદ્ધા અને ભક્તિપૂર્ણ કર્મથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. એથી ગીતોક્ત માર્ગનો પથિક પોતાના માર્ગનો ત્યાગ કરીને, દૂર શાંતિમય આશ્રમમાં પહાડની ગુફામાં યા તો કોઇ નિર્જન સ્થાનમાં ભગવાનના દર્શન નથી કરી શકતો; એ તો નીચા માર્ગમાં, કર્મના કોલાહલમાં, પોતાના બળથી એની સ્વર્ગીય દીપ્તિ જગતમાં જળહળતી જુવે છે તથા મધુર અને તેજોમયી વાણી સાંભળે છે.

ભીષણ સમરક્ષેત્રમાં કૌરવો અને પાંડવોની અગણિત સેનાની મધ્યસ્થળમાં શસ્ત્ર પ્રહાર થઇ રહ્યા છે. જેઓ આ પંથના પથિક છે અને આ પ્રકારના કર્મમાં આરૂઢ છે તેઓ પ્રાયઃ કોઈ પણ મહત્વપૂર્ણ ફલ ઉત્પન્ન કરવાવાલા સમયમાં કર્મવીરના કર્મ અનુસાર ત્હેના અદષ્ટની ગતિ સંચાલિત થવાનો સંભવ છે તે સમયે ત્હેને અનાયાસ યોગસિદ્ધિ અને પરમગતિ પ્રાપ્ત થાય છે. એનું જ્ઞાન એને કર્મ માર્ગથી રોકવાવાળું નથી પણ કર્મમાં પ્રવૃત્ત કરવાવાળું છે. એ પણ સત્ય છે કે ધ્યાનમાં, નિર્જન સ્થાનમાં, સ્વસ્થ આત્મામાં જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. એથીજ મહાન પુરૂષો નિર્જન સ્થાનને અધિક પસંદ કરે છે. છતાંયે ગીતામાં વર્ણવેલા યોગના મત પ્રમાણે પ્રાણ અને દેહને એ રીતે વિભક્ત કરી શકાય છે કે લોકોના ટોળામાં કે કોલાહલમાં હૃદયમાં નિર્જનતાની શાન્તિ, અવિરત કર્મ પ્રવૃત્તિમાં પરમ નિવૃત્તિ અનુભવી શકાય છે. તે અંતરંગને બહિરંગદ્વારા નિયન્ત્રિત નથી કરતો પણ બહિરંગને અંતરંગ દ્વારા નિયંન્ત્રિત કરે છે. સાધારણ યોગી કર્મક્ષેત્રથી ભયભીત

થઇને કર્મક્ષેત્રમાંથી ન્હાસી જઇને યોગાશ્રમનું શરણુ લઇ યોગમાં પ્રવૃત થાય છે; પણુ કર્મયોગી તો સંસારનેજ યોગાશ્રમ માને છે. સાધારણુ યોગી બહારની શાંતિ અને નિરવતાની ઇચ્છા રાખે છે, શાંતિ ભંગથી એનું તપ ભંગ થાય છે પણુ કર્મયોગી તો હૃદયમાં વિસ્તૃત શાંતિ અને નિરવતા અનુભવે છે. બહારના કોલાહલમાં તો આ અવસ્થા વધુ ગંભીર થાય છે અને બહારના તપોભંગથી આ સ્થિર આંતરીક તપ ખણ્ડિત નથી થતું, અવિચલીત રહે છે. કેટલાક શંકા ઉઠાવે છે કે યુદ્ધ કરવા માટે તૈયાર થયેલી સેના વચ્ચે શ્રીકૃષ્ણુ અને અર્જુનનો આ સંવાદ કેવી રીતે સંભવે ? એ શંકાનો ઉત્તર એ છે કે યોગ પ્રભાવથી સંભવે છે. યોગબલથી યુદ્ધના ભયંકર હાહાકાર વચ્ચે યે શ્રીકૃષ્ણુ અને અર્જુનના અન્તરમાં અને બાહ્ય પ્રદેશમાં બન્ને સ્થળે શાન્તિ વિરાજી રહી છે. યુધ્ધની ઘોર અશાન્તિ અને કોલાહલ એ બન્નેને સ્પર્શ સુદ્ધા નથી કરી શકતા. આમાં એક કર્મોપયોગી અને આધ્યાત્મિક શિક્ષા સ્થાપિત થયેલી છે. જે ગીતામાં વર્ણવેલા યોગનું અનુશીલન કરે છે તે શ્રેષ્ઠ કર્મયોગી છે. કર્મ કરતા છતાં કર્મમાં અનાશક્ત રહે છે. કર્મમાંજ આત્માનું આંતરિક આવ્હાન થાય છે અને એના શ્રવણુ માત્રથી જ કર્મમાંથી વિરક્ત થવાય છે, યોગમાં મગ્ન અને તપસ્યામાં લીન થવાય છે. એ જાણે છે કે કર્મ અને ફળ બન્ને ઇશ્વરના છે, મનુષ્ય તો યન્ત્ર માત્ર છે. એથી જ કર્મફળ માટે ઉત્કણ્ઠિત ન થવું જોઇએ. તે એ પણુ જાણે છે કે કર્મયોગની સુલભતા કાજે, કર્મની ઉન્નતિ માટે તથા જ્ઞાનવૃદ્ધિ અને શક્તિવૃદ્ધિ માટે જ એ આવ્હાન થઇ રહ્યું છે.

એથી જ એ કર્મમાં લીન થવામાં ભય નથી જોતો, એ જાણે છે કે તપસ્યામાં સમય કદીય નષ્ટ નથી થતો

પાત્રનો ભાવ, કર્મયોગીના અન્તિમ સંદેહને વધારે છે. વિશ્વસમસ્યા, સુખદુઃખસમસ્યા તથા પાપ પુણ્યની સમસ્યાથી ગભરાઇને અધિકાંશ લોક કર્મક્ષેત્રમાંથી ન્હાસી જવાનું શ્રેયસ્કર સ્હમજીને નિવૃત્તિ, વૈરાગ્ય, અને કર્મત્યાગની પ્રશંસાની ઘોષણા કરે છે. બુધ્ધદેવે સંસારને અનિત્ય અને દુઃખમય કહીને નિર્વાણ પ્રાપ્તિનો માર્ગ દેખાડયો. ઇસુ અને ટૉલ્સટોય આદિ માનવ જાતિની સંતતિ ઉત્પાદિકા વિવાહ પધ્ધતિ ને સંસારના સનાતન નિયમ યુધ્ધના ઘોર વિરોધી હતા. સંન્યાસીઓ કહે છે કે કર્મ અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે; એથી અજ્ઞાન અને કર્મનો ત્યાગ કરીને નિષ્ક્રિય થવું જોઇએ. અદ્વૈતવાદીઓ કહે છે કે જગત મિથ્યા છે. એથી બ્રહ્મમાં વિલીન થવું જોઇએ. તો પછી જગતનું શું? આ સંસાર કે'વો? જો ઇશ્વર છે તો ત્હેને એક ન્હાના બાલક પ્રમાણે આ નિષ્ફળ શ્રમ અને આ ઉપહાસનો આરંભ શા માટે કરેલો છે? જો આત્માનું અસ્તિત્વ અને જગતનું મિથ્યાત્વ સ્વીકારવામાં આવે તો, અધ્યારોપની શી આવશ્યકતા? નાસ્તિકો કહે છે કે ભગવાન જે'વું કાંઈ નથી, ને આત્મા યે નથી, છે માત્ર એક અંધશક્તિની અંધક્રિયા. જો એમ છે તો પછી એનું વર્ણન કે'વું છે? એ શક્તિ કોની છે? એ કયાંથી ઉત્પન્ન થઇ, એ કેમ અંધ અને ઉન્મત્ત છે? આ સર્વ પ્રશ્નોની સંતોષજનક મીમાંસા કોઇ નથી કરી શકતું; ખ્રિસ્તી, બૌધ, અદ્વૈતવાદી, નાસ્તિક કે વૈજ્ઞાનીક સર્વ કોઈ આ

વિષયમાં નિરૂત્તર અથવા તો આ વિષય વિષે વધુ ચર્ચામાં ઉતરવાની આનાકાની કરે છે, હા; માત્ર એક ઉપનિષદ્ અને એને અનુકૂલ ગીતા એ બન્ને આ પ્રકારની આનાકાની કરવાની ઇચ્છા નથી રાખતા. આ જ કારણથી કુરૂક્ષેત્રના સમરાંગણમાં ગીતા ગવાયેલી છે. ઘોર સાંસારીક કર્મ, ગુરૂહત્યા, ભ્રાતૃહત્યા, અને આત્મીયજનોની હત્યા એનો ઉદ્દેશ છે; એ અગણીત વીર સંહારક યુધ્ધના પ્રારંભનું કારણ માત્ર છે. જે સમયે અર્જુને હતબુધ્ધિ, મોહવશ થઇને ગાંડીવ ધનુષ હાથમાંથી ફેંકી દીધું ને કાતર સ્વરે કહ્યું કેઃ—

तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ।

"હે કેશવ ! મ્હને આ ઘોર કર્મમાં કેમ પ્રવૃત્ત કરો છો ?" એ સમયે એના ઉત્તરમાં આ ભયંકર યુદ્ધના કોલાહલમાં વજ્રગંભીર સ્વરે શ્રીકૃષ્ણના મુખથી ગીતા નામનું મહાગીત નીકળ્યું.

× × × ×

कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ।

× × × ×

योगस्थः कुरु कर्माणि संग त्यक्त्वा धनंजय ।

× × × ×

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥

× × × ×

असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पुरुषः ।

× × × ×

मयि सर्वाणि कर्माणि सन्यस्याध्यात्मचेतसा ।

निराशिर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥

× × × ×

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥

× × × ×

अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ।

× × × ×

भोक्तारं यज्ञतपसां सर्वलोक महेश्वरं ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्तिमृच्छति ॥

× × × ×

मया हतांस्त्वं जहि मा व्यथिष्ठाः
युध्यस्व जेतासि रणे सपत्नान् ।

× × × ×

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वाऽपि स इमांल्लोकान्न हन्ति न निबध्यते ॥

× × × ×

એટલા માટે ત્હારા પૂર્વજો જે કર્મ પરાપૂર્વથી કરતા આવ્યા છે તે ત્હારે કરવું જોઇએ........હે ધનંજય! આસક્તિનો ત્યાગ કરીને, યોગાવસ્થામાં કર્મ કર. જે'ની બુધ્ધિ યોગસ્થ છે, તે પાપ અને પુણ્ય બન્નેનું આ કર્મ ક્ષેત્રમાં અતિક્રમણ કરે છે. એટલા માટે યોગસાધના કર કેમકે યોગ એજ કર્મક્ષેત્રનું શ્રેષ્ઠ સાધન છે........અનાસક્ત ભાવથી કર્મ કરવાવાળો પુરૂષ પરમ મંગલ સ્વરૂપ ભગવાનને પ્રાપ્ત કરે છે........જ્ઞાનપૂર્ણ હ્રદયથી તું મ્હને સંપૂર્ણ કર્મ સમર્પણ કર, કામના અને અહંકારનો ત્યાગ કરીને,

દુઃખ રહિત થઇને યુધ્ધ કર........જે મુક્ત અને આસક્તિ રહિત છે. જેનું ચિત્ત હંમેશાં જ્ઞાનમાં નિવાસ કરી રહ્યું છે તથા જે યજ્ઞ કાજે કર્મ કરે છે, ત્હેના સર્વ કર્મ ત્હેને બંધન કરતા નથી અને તે શીઘ્રજ મ્હારા સ્વરૂપમાં વિલીન થઇ જાય છે........સર્વ પ્રાણીનું આંતરિક જ્ઞાન, અજ્ઞાનથી આવરણ થયેલું હોવાથી સુખદુઃખ, પાપપુણ્ય આદિ દ્વંદ્વોના મોહમાં પડે છે........મ્હને ત્રણે લોકનો સ્વામી, યજ્ઞ, તપસ્યા આદિ સર્વ પ્રકારના કર્મોનો ભોકતા અને પ્રાણી માત્રનો ભોકતા અને બંધુ જાણવાથી પરમ શાન્તિ મળે છે. પહેલેથીજ મ્હેં ત્હારા શત્રુઓનો સંહાર કરી મૂક્યો છે, તું નિમિત્ત માત્ર થા અને એઓનો સંહાર કર, દુઃખી મા થા, યુદ્ધ કર, યુદ્ધમાં વિપક્ષીઓને તું જીતીશ........જેનું અંતઃકરણ અંહકારથી રહિત છે, જેની બુદ્ધિ નિર્લિપ્ત છે તે કદાચિત્ સંપૂર્ણ જગત્નો યે સંહાર કરી નાંખે તો યે એને હત્યા નથી લાગતી કે નથી કોઇ પાપનું બંધન થતુ.

પ્રશ્નને ઉડાવી દેવાનું કે ત્હેનો ગોળગોળ જવાબ આપવાનું ગીતાનું લક્ષણ નથી. ગીતા પ્રશ્નને પરિષ્કાર ભાવથી ઉત્થાપન કરે છે. ભગવાન કોણ છે, જગત શું છે, સંસાર શું છે, ધર્મ માર્ગ શું છે, એ સર્વ પ્રશ્નોના ઉત્તર સંક્ષેપમાં ગીતામાં આપવામાં આવ્યા છે. આથી ગીતા સર્વ માટે સમાન ઉપયોગી છે.



## અધ્યાય પહેલો.

धृतराष्ट्र उवाच ।

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥

ધૃતરાષ્ટ્રે કહ્યું કે, હે સંજય, ધર્મક્ષેત્ર એવા કુરૂક્ષેત્રમાં ભેગા થયેલા મ્હારા તેમજ પાંડવ પક્ષીઓએ શું કર્યું ?

संजय उवाच ।

दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा ॥
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥

સંજય બોલ્યા કે, ત્યાં રાજા દુર્યોધન પાંડવોની સેનાની વ્યૂહરચના જોઇને આચાર્ય (દ્રોણાચાર્ય) ની પાસે ગયા ને કહ્યું કેઃ—

पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम् ।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ३ ॥

હે આચાર્ય ! પાંડુપુત્રોની આ મ્હોટી સેનાને જુવો, જે'ની વ્યૂહરચના આપના બુદ્ધિમાન શિષ્ય દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ને કરી છે.

अत्रशुग महेश्वासा भीमार्जुन समायुधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥ ४ ॥
धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित् कुंतिभोजश्च शैब्यश्च नरपुंगव ॥ २ ॥
युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥ ६ ॥

આ મહતી સેનામાં ભીમ અને અર્જુન સમા મહા ધનુર્ધર વીર પુરૂષો છે—યુયુધાન (સાત્યકી) વિરાટ અને મહારથી દ્રુપદ,

ધૃષ્ટકેતુ, ચેકિતાન અને મહાપ્રતાપી કાશીરાજ, પુરૂજિત, કુન્તિભોજ અને મનુષ્યોમાં શ્રેષ્ઠ શૈબ્ય,

આ પ્રકારે પરાક્રમી યુધામન્યુ, પ્રતાપવાન ઉત્તમૌજા, સુભદ્રાના પુત્ર અભિમન્યુ અને દ્રૌપદીના (પાંચ) પુત્રો એ સર્વ મહા યોદ્ધાઓ છે.

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम।
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥ ७ ॥

હે દ્વિજોત્તમ! આપણી સેનામાં જે અસાધારણ શક્તિસંપન્ન મુખ્ય, મુખ્ય નાયકો છે તેઓના નામ કહું છું તે આપ ધ્યાનપૂર્વક સાંભળો.

भवान् भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजय।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैवच ॥ ८ ॥
अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥ ९ ॥

આપ અને ભીષ્મ પિતામહ, કર્ણ અને રણજીત કૃપાચાર્ય, અશ્વત્થામા અને વિકર્ણ તથા સોમદત્તના+ પુત્ર ભૂરિશ્રવા;

એટલાજ નહિ પણ એ સિવાય ઘણા યે અન્ય વીરપુરૂષો મ્હારે માટે પ્રાણ પાથરવા તૈયાર થઇ રહ્યા છે, એ સર્વ નાના પ્રકારના શસ્ત્ર વાપરવામાં નિપૂણ અને યુદ્ધમાં કુશલ છે.

---

+ બંગાલી પ્રતમાં "सौमदत्तिस्तथैवच"ને સ્થાને "सौमदत्ति जयद्रथः" એ પ્રમાણે પાઠ છે પરતુ અન્ય સ્થળે પ્રકાશીત શ્રીમદ્દભગવદ્ગીતામાં "सौमदत्तस्तथैवच" પાઠ છે. તેમજ આ પુસ્તકના હિંદી અનુવાદક શ્રીયુત્ દેવનારાયણ દ્વિવેદીજીએ પણ "सोमदत्तस्तथैवच" લીધું છે તે પ્રમાણે અમે પણ એનોજ અનુવાદ કર્યો છે.

—અનુવાદક.

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम्
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥ १० ॥

આ પ્રમાણે આપણી સેના, જે'ની રક્ષા સ્વયં ભીષ્મ પિતામહ કરી રહ્યા છે તે અપર્યાપ્ત અથવા અપરિમિત છે પણ એઓની (પાંડવોની) સેના, જે'નુ રક્ષણ ભીમ વડે થયેલું છે તે પર્યાપ્ત એટલે પરિમીત અર્થાત મર્યાદિત છે.

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।
भीष्ममेवाभिरक्षंतु भवंतः सर्व एव हि ॥ ११ ॥

માટે પોતપોતાના નિયુકત સ્થાને ઉભા રહીને તમે બધાય વ્યૂહમાં પેસવાના ભિન્ન ભિન્ન પ્રવેશદ્વારો ઉપર પોત પોતાના નિયુકત સ્થાને રહી ભીષ્મ પિતામહની જ રક્ષા કરો."

तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥१२॥

પ્રતાપશાલી વૃદ્ધ કૌરવ પિતામહ ભીષ્મે સિંહ સમી ઘોર ગર્જના કરીને દુર્યોધનને હર્ષ ઉપજાવતાં (યુદ્ધારંભકાજે) પોતાનો શંખ વગાડયો.

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोऽभवत् ॥१३॥

ત્યાર પછી અનેક શંખો, ભેરીઓ, પણવો, આનકો અને શિંગડીઓ આદિ રણવાંજીત્રો અકસ્માત્ વાગવા લાગ્યા અને આ વાંજીત્રોનો નાદ યુદ્ધની ચારે ય બાજુએ ગુંજી ઉઠયો.

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ ।
माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥१४॥

ત્યાર પછી સફેદ ઘોડા જોડેલા, વિશાલ રથમાં બેઠેલા માધવે (શ્રી કૃષ્ણે) અને પાંડવે (અર્જુને—પ્રત્યુત્તરના રૂપમાં કે આ સેના યે તૈયાર છે) દિવ્ય શંખો વગાડયા.

पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।
पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥१५॥

હૃષીકેશ અર્થાત્ શ્રીકૃષ્ણે પાંચજન્ય, (નામનો શંખ) અર્જુને દેવદત્ત, ભયંકર કર્મ કરવાવાલા વૃકોદરે અર્થાત્ લાંબા પેટવાલા ભીમસેને પૌન્ડ્ર નામના મ્હોટા શંખો વગાડ્યા.

अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥

કુન્તીના પુત્ર રાજા યુધિષ્ઠિરે, અનન્તવિજય, નકુલ અને સહદેવે સુઘોષ અને મણિપુષ્પક નામના શંખો વગાડ્યા.

काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥१७॥
द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक् पृथक् ॥१८॥

મહા ધનુર્ધર કાશિરાજ, મહારથી શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ્, અજેય વીર સાત્યકિ,

દ્રુપદ અને દ્રૌપદીના પુત્રો તથા મહાબાહુ સૌભદ્ર (અભિમન્યુ), એ સર્વે એ, હે રાજા ! (ધૃતરાષ્ટ્ર) ચારે બાજુએ પોતપોતાના જુદા જુદા શંખો વગાડ્યા.

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥१९॥

આકાશ અને પૃથ્વીને ગજાવી મૂકે એવા આ મિશ્રિત નાદે કૌરવોના હૃદય વિદીર્ણ કરી નાખ્યાં.

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वज : ।
प्रवृत्ते शस्त्रसंपाते धनरुद्यम्य पांडवः ।
हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ॥२०॥

ત્યાર પછી કૌરવોને વ્યવસ્થાથી ઉભેલા જોઇને અને

પરસ્પર શસ્ત્ર પ્રહાર થવાના સમયે, જે'ની ધ્વજામાં કપિવર હનુમાન છે એવા અર્જુને ધનુષ ઉગામીને શ્રી કૃષ્ણને કહ્યું:-

अर्जुन उवाच ।

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥२१॥
यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।
कर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥२२॥
योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥२३॥

અર્જુને કહ્યું કે "હે અચ્યુત! બે સેનાઓની વચ્ચે મ્હારો રથ ઉભો રાખો,

જેથી યુદ્ધની ઈચ્છાથી તૈયાર થયેલા આ યોદ્ધાઓને હું જોવું ને આ રણભૂમિમાં મ્હારે કોની સાથ લઢવું પડશે તે જાણી શકું.

દુર્બુદ્ધિ દુર્યોધનનું કલ્યાણ કરવાની ઇચ્છાથી યુદ્ધમાં જેઓ એકત્ર થયા છે તેઓનું યે હું નિરીક્ષણ કરૂં.

संजय उवाच ।

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥२४॥
भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥२५॥

સંજયે કહ્યું કે "હે ધૃતરાષ્ટ્ર, ગુડાકેશ એટલે આલસ્યને જીતવાવાલા અર્જુને આ પ્રમાણે કહ્યું એટલે હૃષીકેશ અર્થાત્ ઇન્દ્રિયોના સ્વામી શ્રી કૃષ્ણે બન્ને સેનાઓની વચ્ચે આ ઉત્તમ રથને લાવીને ઉભો કર્યો, ને

ભીષ્મ પિતામહ, દ્રોણાચાર્ય આદિ સર્વ રાજાઓની સમક્ષ બોલ્યા કે-હે અર્જુન! આ એકઠા થયેલાં કૌરવોને તું જો.

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान्।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ।
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ॥२६॥

ત્યાર પછી અર્જુને જોયું કે ત્યાં એકઠા થયેલા સહુ કો (પોતાના) કાકાઓ, દાદાઓ, આચાર્યો, મામાઓ, ભાઇઓ, પુત્રો, મિત્રો, સસરાઓ અને સ્નેહીજનો બન્ને સેનામાં ઉભા હતા.

**अर्जुन उवाच।**

तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधूनवस्थितान्।
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ॥२७॥

તે સર્વ બન્ધુ બાન્ધવને પોતાની સન્મુખ એકત્રિત થયેલા જોઇને કુન્તી પુત્ર અર્જુન પરમ કરૂણાથી ખિન્ન હૃદયે કહેવા લાગ્યોઃ—

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ।
सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति ॥२८॥
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ।
गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ॥२९॥

અર્જુને કહ્યું, હે કૃષ્ણ! આ સ્વજનોને યુધ્ધ માટે ઉભેલા જોઇને મ્હારા શરીરના અંગ શિથિલ થઇ જાય છે, મુખમાં શોષ પડે છે, શરીરમાં કંપ થાય છે, રૂંવાટા ઉભા થાય છે; ગાંડીવ હાથમાંથી સરી જાય છે, શરીરમાં સર્વત્ર (આગની જેમ) દાહ થઈ રહ્યો છે.

न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः
निमित्तानि च पश्यामि विपरीतानि केशव ॥३०॥

"મ્હારામાં ઉભા રહેવાની શકિત રહી નથી, મન જાણે ભમી રહ્યું છે. હે કેશવ! સર્વ અશુભ લક્ષણો હું જાઉં છું.

न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ।
न कांक्षे विजयं कृष्ण न राज्यं सुखानि च ॥३१॥

"યુદ્ધમાં સ્વજનોને હણવાથી કાંઇ શ્રેય કે કલ્યાણ પણ મ્હને દેખાતું નથી. હે કૃષ્ણ ! મ્હને વિજયની ઈચ્છા નથી. મ્હને રાજ્ય કે સુખ યે નહિ જોઇએ.

किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ।
येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ॥३२॥
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ।
आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ॥३३॥
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा ॥

"હે ગોવિન્દ ! રાજ્યથી અમને શું લાભ થશે ને ભોગથી યે શું લાભ થશે ને જીવનનું યે શું પ્રયોજન ?

"જે'ને માટે રાજ્ય,ભોગ અને જીવનની ઇચ્છા કરવાની છે એઓજ પ્રાણ અને ધનનો ત્યાગ કરીને આ રણક્ષેત્રમાં આવી ઉભા છે.

"આચાર્યો, કાકાઓ, પુત્રો, પિતામહો, મામાઓ, સસરાઓ, પૌત્રો, શાલાઓ તથા સંબંધીઓ,

एतान्न हंतुमिच्छामिघ्नतोऽपि मधुसूदन ॥३४॥
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ।
निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ॥३५॥

"હે મધુસૂદન ! યદ્યપિ હું યુદ્ધની ઇચ્છાથી ઉભો છું તથાપિ ત્રણે લોકના રાજ્ય માટે પણ એઓને મારવાની ઈચ્છા નહિ કરૂં તો પછી પૃથ્વીના રાજ્ય માટે તો કેમજ મારૂં?

"હે જનાર્દન ! આ કૌરવોને મારવાથી અમને શું સુખ મળવાનું હતું ?

पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ।
तस्मान्नार्हा वयं हंतु धार्तराष्ट्रान्स्वबांधवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥३६॥

"યદ્યપિ તેઓ+ આતતાયી છે તો પણ તેઓને મારવાથી અમને પાપજ લાગશે. માટે અમે અમારા આત્મીય ધૃતરાષ્ટ્રના પુત્રોને મારવા યોગ્ય નથી. વળી હે માધવ! સ્વજનોને મારીને અમે કેવી રીતે સુખી થઇએ.

यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥३७॥
कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥३८॥

---

अग्निदो गरदश्चैव, शस्त्रपाणिर्धनापहः ।
क्षेत्रदारापरश्चैव, षडेते आततायिनः

આગ લગાડનાર, વિષ આપનાર, શસ્ત્ર ધારણ કરીને મારવા આવનાર, વસુ, વસુધા ને વનિતાનું હરણ કરનાર—આ ૭ આતતાયી કહેવાય છે.

દુર્યોધનાદિએ ઉપર વર્ણવેલાં ૭ એ કર્મો કર્યાં છે, માટે તેઓ આતતાયી છે એટલે તેઓને મારવા એ અયોગ્ય નથીજ. શાસ્ત્રમાં કહ્યું છે કે—

गुरुं वा बालवृद्धो वा ब्राह्मणं वा बहुश्रुतम् ।
आततायिनमायान्तं हन्यदेवाविचारयन् ॥

"આવો 'આતતાયી' એટલે આવી રીતે પાપ કરવાને ઉધુત થયેલો પુરૂષ ગુરુ હોય, બાળક હોય, વૃદ્ધ હોય કે બહુશ્રુત બ્રાહ્મણ હોય તોપણ ત્હેને વિચાર કર્યા વિના બેશક મારવોજ" કારણ કે,

"नाततायी वधे दोषो हंतुर्भवति कश्चन ।"

"આતતાયીને મારવામાં મારનારને કશો પણ દોષ લાગતો નથી."

"લોભથી જેની બુદ્ધિ ભ્રષ્ટ થઈ ગઇ છે, ત્હેને કુલના ક્ષયથી થનારા દોષો અને મિત્રદ્રોહના પાતકો યદ્યપિ દેખાતા નથી,

"તથાપી હે જનાર્દન! કુલક્ષયના દોષો અમે સ્પષ્ટ જોઇ રહ્યા છીએ; આથી આ પાપથી દૂર રહેવાની વાત અમારા મનમાં આવ્યા વિના કેમ રહે?

कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातना
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥३९॥

" કુલનો ક્ષય થવાથી સનાતન કુલધર્મોનો નાશ થાય છે અને ધર્મનો નાશ થવાથી આખા ય કુલમાં અધર્મ પ્રસરે છે.

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥४०॥

"હે કૃષ્ણ! કુલમાં અધર્મ ફેલાયો કે પછી કુલીનકાંતાઓ દુરાચરણી બને છે; હે વાર્ષ્ણેય! જ્યારે સ્ત્રીઓ દુરાચરણી થાય છે ત્યારે વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે.

संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥४१॥

વર્ણસંકર પ્રજા થવાથી કુલનો નાશ કરવાવાલાને અને (સમસ્ત) કુલને નિશ્ચય જ નરકમાં નાંખે છે તેમજ પિણ્ડદાન અને તર્પણાદિકથી વંચિત થવાથી પિતૃઓનું પણ પિતૃલોકથી પતન થાય છે.

दोषैरतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च साश्वताः ॥४२॥

"કુલ નાશકોના આ વર્ણસંકર કરનારા દોષોથી સનાતન જાતિધર્મ અને કુલધર્મનો નાશ થાય છે.

उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥४३॥

હે જનાર્દન ! જેઓનો કુલધર્મ+ વિનાશ થાય છે તેઓનો નિશ્ચય જ નરકમાં વાસ થાય છે, એમ અમે પ્રાચીનકાલથી સાંભળ્યું છે.×

अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ॥
यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यता ॥ ४४ ॥

"અરેરે !!! અમે મહાપાપ કરવા તૈયાર થયા છીએ; કારણકે રાજ્યના લોભથી સ્વજનોને મારવા તૈયાર થયા છીએ.

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥ ४५ ॥

"આની અપેક્ષાએ તો હું નિશસ્ત્ર થઇને પ્રતિકાર કરવાનું છોડી દઉં અને આ શસ્ત્રધારી કૌરવો મ્હને રણાંગણમાં મારે એથી મ્હારૂં વિશેષ કલ્યાણ થશે."

संजय उवाच ।

एवमुक्त्वाऽर्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥४६॥

સંજયે કહ્યું કે–યુધ્ધક્ષેત્રમાં આ પ્રમાણે કહીને વ્યથિત ચિત્ત અર્જુન ધનુષબાણ નાંખી દઇને રથમાં પોતાના સ્થાને બેસી ગયો.

---

+ જાતિધર્મ તથા આશ્રમધર્મ,

×प्रायश्चित्तमकुर्वाणाः पापेषु निरतानराः ।
अपश्चात्तापिनः कष्टान् निरयान्यान्ति दारुणान् ॥

જે લોકો પાપમાં નિરત રહે છે અને પ્રાયશ્ચિત્ત કરતા નથી તેઓ દુઃખદાયી એવા દારૂણ નરકમાં પડે છે.

## દિવ્ય દૃષ્ટિ.

ગીતા મહાભારતના યુધ્ધના પ્રારંભમાં કહેવામાં આવી હતી. એથી ગીતાના પ્રથમ શ્લોકમાં રાજા ધૃતરાષ્ટ્રે દિવ્ય દૃષ્ટિવાળા સંજયને યુધ્ધની વાત પૂછી હતી. બન્ને સેનાઓ રણક્ષેત્રમાં લડવાને તૈયાર થઇ રહી હતી; ત્હેની પ્રથમ ચેષ્ટા શું હતી તે જાણવા વૃધ્ધ રાજા ધૃતરાષ્ટ્ર ઉત્સુક હતા. સંજયને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઇ હતી એ વાતમાં આધુનિક કાલના અંગ્રેજી શિક્ષણ લીધેલા લોકોના મનમાં કવિની કલ્પના સિવાય અન્ય કાંઇ તથ્ય લાગતું નથી. જો એમ કહેવામાં આવ્યું હોત કે અમુક વ્યક્તિએ દૂરદૃષ્ટિ અને દૂરશ્રવણશક્તિ (Clairvoyance & Clairaudience) પ્રાપ્ત કરીને દૂરથી યુધ્ધક્ષેત્રનું લોમહર્ષણ દૃશ્ય જોવા અને મહારથીઓના સિંહનાદ સાંભળવા સમર્થ થયા હતા તો કદાચિત એ વાત સંજયની દિવ્યદષ્ટિની પ્રાપ્તિની અપેક્ષાએ અંગ્રેજી શિક્ષિત લોકોને અધિક વિશ્વાસપાત્ર લાગત, પણ વ્યાસદેવે જે દૃષ્ટિ સંજયને દીધી હતી ત્હેને કાલ્પનીક કહી હસી કાઢે છે. જો એમ કહેવામાં આવ્યું હોત કે એક વિખ્યાત યુરોપીય વિજ્ઞાનવેત્તાએ અમુક વ્યક્તિને સ્વપ્નાવસ્થા (Hypnotised) પ્રાપ્ત કરાવીને, એના દ્વારા કેટલીયે દૂરની વાતો જાણી હતી તો એ પર પણ જેઓ પાશ્ચાત્ય મોહિનીવિદ્યા (Hypnotism) ની વાત જાણે છે તેઓ વિશ્વાસ કરી શકે. વિચારવાની

વાત તો એ છે કે (Hypnotism) યોગ શક્તિનું નિકૃષ્ટ અને કેવલ વર્જનીય અંગ માત્ર છે. આ પ્રકારની બહુ યે શક્તિઓ મનુષ્યમાં વિરાજી રહી છે કે જેને પ્રાચીન સમયની સભ્ય જાતિ જાણતી હતી અને વિકાશ કરતી હતી, પણ કલિસંભૂત અજ્ઞાનના સ્રોતમાં એ વિદ્યા ડુબી ગઇ અને કેવલ આંશિક રૂપમાં કોઇ કોઇ લોકોમાં ગુપ્ત અને ગોપનીય જ્ઞાનદ્વારા રક્ષિત થઈ ઉતરી આવી છે. સ્થૂળ ઇન્દ્રિયોથી જુદી જ એક સૂક્ષ્મ ઇન્દ્રિય છે, એ દ્વારા સ્થૂળ ઇન્દ્રિયાતીત પદાર્થ અને જ્ઞાન જાણી શકાય છે. એ દ્વારા સૂક્ષ્મ વસ્ત્ર જોઈ શકાય છે, સૂક્ષ્મ ગંધ લઇ શકાય છે, સૂક્ષ્મ પદાર્થનો સ્પર્શ કરી શકાય છે અને સૂક્ષ્મ આહારનું આસ્વાદન થઈ શકે છે. સૂક્ષ્મ દૃષ્ટિના અન્તિમ પરિણામને દિવ્ય દૃષ્ટિ કહે છે; એના જ પ્રભાવથી દૂર સુદૂરની ગુપ્ત વા અન્ય લોકગત વિષય આદિ સર્વ વસ્તુનું જ્ઞાન થાય છે. આથી પરમયોગ શક્તિના સ્તંભરૂપ મહામુનિ વ્યાસદેવે સંજયને જે દિવ્યદૃષ્ટિ દીધી હતી એ વાત નહિ માનવાનું કોઇ પણ કારણ દેખાતું નથી. જો આપણે પાશ્ચાત્ય મોહિની વિદ્યા (Hypnotism) ની અદ્ભુત શક્તિપર અવિશ્વાસ નથી કરતા તો પછી અદ્વિતીય જ્ઞાની વ્યાસદેવની શકિતપર કેમ અવિશ્વાસ કરી શકીયે? શકિતમાનની શકિત અન્યને આપી શકાય છે એનું પ્રમાણ ઇતિહાસના પ્રત્યેક પાનમાં, જીવનના દરેક કાર્યમાં જોઇ શકાય છે. નેપોલીયન, ઇટો, આદિ કર્મવીરોએ પોતાની શકિત ઉપયુક્ત પાત્રને આપીને નિજ કાર્યમાં સહાયક બનાવ્યા હતા, સાધારણમા સાધારણ યોગી પણ કોઇ સિદ્ધિ પ્રાપ્ત કરીને થોડા

કાળને માટે અગર કોઈ વિશિષ્ટ પ્રયોગ માટે બીજાને પોતાની શક્તિ આપી શકે છે. તો પછી વ્યાસદેવ સમા જગતના સર્વ શ્રેષ્ઠ પંડિત અને અસાધારણ યોગીએ સંજયને દિવ્યદૃષ્ટિ દીધી એમાં અવિશ્વાસને સ્થાન જ ક્યાં રહે છે. આપણે જાણીએ છીએ કે આંખ જોતી નથી, કાન સાંભળતા નથી, નાક સુંઘતું નથી, ત્વચા સ્પર્શ કરતી નથી, જીભ સ્વાદ લેતી નથી, આ સર્વ કામ મન જ કરે છે, અર્થાત્ મન જ જુવે છે, સાંભળે છે, સુંઘે છે, સ્પર્શ કરે છે ને સ્વાદ પણ લે છે; દર્શનશાસ્ત્ર અને મનોવિજ્ઞાનશાસ્ત્રમાં આ સત્ય લાંબા કાળથી સ્વીકારાયેલું છે અને Hypnotismમાં નેત્રબંધ રહેતાં છતાં યે દર્શનેન્દ્રિયનું કાર્ય નાભિદ્વારા પણ થઈ શકે છે એ વાત વૈજ્ઞાનિક પ્રયોગથી સિદ્ધ થઈ ચૂકી છે. આથી એ નિશ્ચય થાય છે કે જ્ઞાન પ્રાપ્ત કરવાને સ્થૂળ ઇન્દ્રિયો એ કેવળ સુવિધાજનક ઉપાય છે, અને સ્થૂળ સરીરના પ્રાચીન કાલથી થયેલા અભ્યાસથી આપણે એના દાસ થયા છીએ. વાસ્તવિક રીતે તો કોઈ શારીરિક પ્રણાલીદ્વારા આ જ્ઞાનનો મનનેં બોધ થાય છે—જે'વી રીતે આંધળો માણુસ કોઈ પદાર્થનો આકાર કે સ્વભાવની સ્પર્શ દ્વારા નિર્ભૂલ ધારણા કરે છે, પણ આંધળા માણુસની દૃષ્ટિ અને સ્વપ્નાવસ્થામાં એ ભેદ પ્રતીત થાય છે કે સ્વપ્નાવસ્થા પ્રાપ્ત વ્યક્તિ પદાર્થની પ્રતિમૂર્તિ મનમાં જોય છે. એને વસ્તુદર્શન કહે છે. આવા પ્રકારના વસ્તુદર્શનનો લાભ આંધળા માણુસને નથી મળી શકતો. સારાંશ કે આપણે આપણી સ્હામે પડેલાં પુસ્તકને જોઈ શકતા નથી, પણ એ પુસ્તકની પ્રતિમૂર્તિ આપણી સ્હામે દેખાય છે. ત્હેને જોઈને

મન કહે છે કે 'પુસ્તક જોયું.' સ્વપ્નાવસ્થામાં દૂર દૂર રહેલા પદાર્થો વા બનાવો બનતા જોવાથી અગર સાંભળવાથી એ સિદ્ધ થાય છે કે કોઇ પણ પદાર્થની જ્ઞાનપ્રાપ્તિ કાજે કોઇ શારીરિક પ્રણાલીની આવશ્યકતા નથી;–સૂક્ષ્મ દૃષ્ટિદ્વારા જોઇ શકાય છે. "લન્ડનમાં રહેતો છતાં એડીનબરોમાં જે બનાવ બન્યો તે, તે સમયે મ્હેં મનમાં જોયો." આવાં દૃષ્ટાંતોની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે. આને સૂક્ષ્મદૃષ્ટિ કહે છે. સૂક્ષ્મદર્શી પોતાના મનમાં અદૃષ્ટ પદાર્થ એટલે જે પદાર્થ દેખાતો નથી ત્હેની પ્રતિમૂર્તિ જુવે છે, પણ દિવ્યદૃષ્ટિદ્વારા આપણે મનમાં એ દૃશ્ય નહિ જોતાં ચર્મચક્ષુ સમક્ષ નિહાળીયે છીએ. ચિન્તનદ્વારા એ શબ્દ નહિ સાંભળતાં, ભૌતિક કાનથી સાંભળીએ છીએ; એનું એક સામાન્ય દૃષ્ટાંત Crystal અથવા સ્ફટિકમણિ કે બીલોરમાં સમકાલીન ઘટના દેખાય છે તે. પરંતુ દિવ્યદૃષ્ટિ સંપન્ન યોગીઓ કાજે કોઈ ઉપકરણની આવશ્યકતા નથી. એ તો આ શક્તિના વિકાશથી કોઇ પણ ઉપકરણ વિના દેશકાલના બંધન તોડીને અન્ય દેશ અને અન્ય કાલની ઘટના જાણી શકે છે. દેશના બંધનથી મુક્ત થનારા યોગીઓના પ્રમાણ તો યથેષ્ઠ મળે છે, પણ કાલના બંધનથી સ્વતંત્ર થઇ શકે એવા યોગીઓના પ્રમાણ હજી યે બહુ સંતોષજનક જગતની સ્હામે ઉપસ્થિત નથી કરી શકાતા. જો દેશબન્ધન છૂટવું શકય છે તો પછી કાલબંધન છૂટવું અસંભવ છે એમ તો નજ કહી શકાય. જે હોય તે, વ્યાસદેવે દીધેલી દિવ્યદૃષ્ટિદ્વારા સંજયે હસ્તિનાપુરમાં હોવા છતાં કુરૂક્ષેત્રમાં એકત્ર થયેલા કૌરવો અને પાંડવોને જોયા હતા અને દુર્યોધનનું કથન, ભીષ્મ

પિતામહનો ભયંકર સિંહનાદ, પાંચજન્યનો કુરૂધ્વંસસૂચક મહાશબ્દ તથા ગીતાના અર્થદ્યોતક કૃષ્ણાર્જુન સંવાદ સાંભળ્યો હતો.

અમારી માન્યતા પ્રમાણે મહાભારત રૂપક નથી કે કૃષ્ણાર્જુન સંવાદ કવિની અસત્ય કલ્પના યે નથી. એ રીતે ગીતા કોઇ આધુનીક, તાર્કિક કે દર્શનીકનો સિદ્ધાન્ત નથી. ગીતાની કોઇ પણ વાત અસંભવ કે યુક્તિ વિરૂદ્ધ નથી એ બતાવવા જ દિવ્ય દૃષ્ટિ પ્રાપ્તિ પર આટલી મ્હોટી આલોચના કરી.



## દુર્યોધનની વાક્ ચાતુરી.

સંજયે સહુથી પહેલા યુધ્ધની ચેષ્ટાનું વર્ણન કર્યું હતું. દુર્યોધન પાંડવોની વ્યૂહરચના જોઇને દ્રોણચાર્યની સમીપ કેમ ગયો એ વિચારવું આવશ્યક છે; કારણ કે સેનાધિપતિ તો ભીષ્મપિતામહ હતા, યુધ્ધની વાતો એઓશ્રીને કહેવી જોઇતી હતી છતાં દ્રોણાચાર્યની સમીપ દુર્યોધન કેમ ગયો ? એનું કારણ એ છે કે કૂટબુધ્ધિ દુર્યોધનના મનમાં ભીષ્મપિતામહ પર વિશ્વાસ ન હતો. ભીષ્મપિતામહ પાંડવોથી અનુરકત શાંતિ–સમર્થકદલ ( Peace--Party ) ના નેતા હતા. યદિ પાંડવો અને ધાર્તરાષ્ટ્રો વચ્ચે જ યુધ્ધ થયું હોત તો ભીષ્મ પિતામહ કદાપિ શસ્ત્રાસ્ત્ર ધારણ નહિ કરત. પરંતુ કૌરવોના પ્રાચીન શત્રુ અને સમકક્ષ સામ્રાજ્યના ઇચ્છુક પાંચાલોદ્વારા કૌરવોનું રાજ્ય ઘેરાયલું જોઇને કુરૂ- જાતિના પ્રધાન પુરૂષ, યોધ્ધા અને રાજનીતિજ્ઞએ સેનાધિ- પતિના પદપર નિયુકત થઈને ચિરરક્ષિત જાતિય ગૌરવ અને પ્રાધાન્યની અંતિમ રક્ષા કરવાનો સંકલ્પ કર્યો હતો. દુર્યોધન સ્વયં રાક્ષસી પ્રકૃતિનો હતો. એના સર્વ કાર્યનું કારણ અને પ્રમાણ દ્વેષ હતો, એટલે એ કર્તવ્યપરાયણ મહાપુરૂષ ભીષ્મપિતામહના મનોભાવ સ્હમજવા અસમર્થ હતો અને પોતાના કર્તવ્ય પાલન માટે પ્રાણપ્રિય પાંડવોને પણ સમર-

ક્ષેત્રમાં સંહારવાનું બળ આ ઉગ્ર તપસ્વીમાં છે એવો વિશ્વાસ એ જરાયે નહોતો કરી શકતો. દેશનું હિત ચાહવાવાળા માણસો મન્ત્રણા સમયે નિર્ભયતાપૂર્વક પોતાનો મત પ્રકટ કરે છે અને પોતાના દેશવાસીઓને અન્યાય અને અહિતથી દૂર કરવા કાજે અત્યંત પ્રયત્ન કરે છે. એમ છતાંયે પ્રજાએ જો અન્યાય અને અહિતનો માર્ગ એકવાર સ્વીકાર્યો તો પોતાના મતની ઉપેક્ષા કરીને યે અધર્મ યુદ્ધમાં પણ સ્વજાતિની રક્ષા અને શત્રુનો નાશ કરે છે: આ માર્ગનું અવલંબન ભીષ્મપિતામહે કર્યું હતું. આ ભાવથીયે દુર્યોધન અજ્ઞાત હતો. એથીજ એને ભીષ્મપિતામહની સમીપ નહિ જતા દ્રોણુચાર્યનું સ્મરણ કર્યું. પાંચાલ દેશના રાજા સાથ દ્રોણાચાર્યને ઘોર શત્રુતા હતી. પાંચાલ દેશના રાજકુમાર ધૃષ્ટદ્યુમ્ને ગુરૂ દ્રોણાચાર્યને મારવાની પ્રતિજ્ઞા કરી હતી. આથી દુર્યોધન સ્હમજ્યો કે એ વ્યકિતગત શત્રુતાનું સ્મરણ કરાવવાથી ગુરૂ દ્રોણાચાર્ય શાંતિનો પક્ષ છોડીને ઉત્સાહ પૂર્વક યુધ્ધ કરશે. આથી દુર્યોધને દ્રોણાચાર્યને કંઇ સ્પષ્ટ કહ્યું નહીં. એને ધૃષ્ટદ્યુમ્નનું નામ માત્ર કહ્યું, પછી ભીષ્મ પિતામહને સંતૃષ્ટ કરવાને કુરૂ રાજ્યના રક્ષક અને વિજયના આધારરૂપ કહીને નિર્દિષ્ટ કર્યા; પ્હેલાં વિપક્ષના મુખ્ય મુખ્ય વીરોના નામ લઇને પછી પોતાની સેનાના થોડાંક યોધ્ધાઓના નામ કહ્યાં પણ બધાનાં નહીં કહ્યાં; કારણ કે એની કામના સિદ્ધિ કાજે ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યના નામ યથેષ્ટ હતા; પોતાના આશયને ગુપ્ત રાખવા કાજે ચાર પાંચ યોધ્ધાઓના નામ કહ્યા હતા. એ પછી એને કહ્યું કે:—

" આપણી સેના બહુ મ્હોટી છે. અને ભીષ્મપિતામહ

આપણા સેનાધિપતિ છે તથા પાંડવની સેના આપણી સેના કરતાં થોડી છે. એનો આધાર માત્ર ભીમના બાહુબલ પર છે એથી આપણો વિજય કેમ નહિ થશે ? જ્યારે ભીષ્મ પિતામહજ આપણી આશાના પ્રધાન સ્તંભ હોવાથી શત્રુના આક્રમણથી એમની રક્ષા કરવી એજ આપણું મુખ્ય કર્તવ્ય છે. કારણકે એમના જીવનથી આપણો જય અવશ્યંભાવી છે.

ઘણાએક* અપર્યાપ્ત શબ્દનો વિપરીત અર્થ કરે છે પણ એ યુક્તિ–સંગત નથી. દુર્યોધનનું સૈન્ય પાંડવ સૈન્યની અપેક્ષાએ મ્હોટું છે, એ સૈન્યના નેતા શૌર્યમાં, વીરતામાં

---

*ગીતાના આ ૧૦ માં શ્લોકનો વિપરીત અર્થ આ પ્રમાણે છેઃ–

" આપણી સેના ભીષ્મથી રક્ષિત થયેલી હોઈ તુચ્છ છે અને એની સેના ભીમથી રક્ષાયલી હોઈ પૂર્ણ છે."×

આ અર્થ વિપરીત છે અને યુક્તિ સંગત નથી એ નીચેના કથન પરથી સહજ જણાશે.

(૧) દુર્યોધનની સેના અગીઆર અક્ષૌહિણી હતી અને પાંડવોની કેવલ સાત અક્ષૌહિણી હતી.

(૨) દુર્યોધન ઘમન્ડી અને ગર્વિત હોવાથી પોતાની પ્રશંસા કર્યાં કરતો હતો, અન્યની નહીં.

(૩) સેનાધિપતિ ભીષ્મપિતામહ પણ સર્વ પ્રકારે ચતુર અને શુક્ષ્મ બુદ્ધિના હતા એ પ્રસિદ્ધજ છે.×

વળી દુર્યોધને ઉદ્યોગપર્વમાં તેમજ ભીષ્મપર્વમાં વર્ણન કરતાં પોતાનું સૈન્ય મ્હોટું છે અને તેથી પોતાનો જય અવશ્યંભાવી છે, એવું કહ્યુ છે. આ કહેનારના મુખમાંથી આ વખતે એવું વાકય નીકળે એ સંભવિત નથી.

શ્રી જ્ઞાનેશ્વરાદિએ પણ આજ અર્થ બહુધા સ્વીકાર્યો છે.

×સ્વામી શ્રી રામતીર્થના પરમ શિષ્ય શ્રી આર. એસ. નારાયણ સ્વામીજી રચિત શ્રીમદ્‌ભગવદ્ગીતા અથવા ભક્તમહાશાસ્ત્રાર્થદીપિકા પા. ૧૦. ૧૧.

કોઇ રીતે ઉતરતા નથી. છતાંયે આત્મશ્લાઘી દુર્યોધન પોતાના બલની નિંદા કરીને નિરાશા કેમ ઉત્પન્ન કરવા લાગ્યો ? ભીષ્મપિતામહે, દુર્યોધનનો ભાવ સ્હમજી જઇ, (પોતાના વિષેનો) એનો સંદેહ દુર કરવા કાજે સિંહનાદ અને શંખનાદ કર્યો. આથી દુર્યોધનના મનમાં ખુબ હર્ષ ઉત્પન્ન થયો. એ સ્હમજ્યો કે હવે મ્હારો ઉદ્દેશ સિધ્ધ થઈ ગયો અને હવે ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્ય પોત પોતાનો દ્વેષભાવ દૂર કરીને યુધ્ધ કરશે.



## પૂર્વ સૂચના

જે સમયે ભીષ્મ પિતામહના શંખનાદથી યુધ્ધ ક્ષેત્ર કંપિત થઇ ઉઠયું તે સમયે એ વિશાલ કૌરવ સેનાની ચારેય બાજુ યુધ્ધના વાજીંત્ર વાગી ઉઠયાં. એ રણોલ્લાસ, યુધ્ધારંભસૂચક વાજાઓના વાગવાથી યોધ્ધાઓ ઉત્સાહિત થવા લાગ્યા. બીજી બાજુ પાંડવોમાં શ્રેષ્ઠ વીર અને સારથી શ્રી કૃષ્ણે ભીષ્મ પિતામહના યુધ્ધાવ્હાનના ઉત્તરરૂપ શંખનાદ કર્યો એટલે યુધિષ્ઠરાદિ પાંડવોએ અને બીજા યોધ્ધાઓએ પણ પોતપોતાના શંખો વગાડીને યોધ્ધાઓના હૃદયમાં રણચણ્ડીને જગાડી. આ મહાન શબ્દે પૃથ્વી અને આકાશને શબ્દાયમાન કરીને કૌરવોના હૃદય વિદીર્ણ કરી દીધાં. આનો અર્થ એ નથી કે ભીષ્મ પિતામહ વિગેરે યોધ્ધાઓ આ શબ્દ સાંભળીને ભયભીત થઈ ગયા. એઓ તો વીર પુરૂષ હતા, રણચણ્ડીના આવ્હાનથી ભયભીત કેમ થાય ? આ ઉકિતથી કવિએ પ્હેલા તો અત્યંત ઉત્કૃત શબ્દથી શરીરમાં થતા વેગવાન સંચારનું વર્ણન કર્યું છે. જેવી રીતે અનેકવાર વજ્રનાદ સાંભળનારને લાગે કે પોતાના માથાના બે ટુકડા થઇ જાય છે. તેવીજ રીતે આ રણક્ષેત્ર વ્યાપી મહાશબ્દનો સંચાર થયો, કેમકે આ શબ્દ ધાર્તરાષ્ટ્રોની ભાવિ નિર્ધનતાનું સૂચન કરી રહ્યો હતો કે ત્હમારા

હૃદયો પાંડવોના શસ્ત્રોથી વિદીર્ણ થશે, આથી પ્હેલાંથીજ એઓના શંખનાદ ધાર્તરાષ્ટ્રોની ભાવિ નિર્ધનતાનું સૂચન કરી રહ્યો હતો કે ત્હમારા હૃદયો પાંડવોના શસ્ત્રોથી વિદીર્ણ થશે. આથી પ્હેલાંથીજ એઓના શંખનાદે ધાર્તરાષ્ટ્રોને વિદીર્ણ કરી દીધા. યુધ્ધનો આરંભ થયો, બન્ને બાજુએથી શસ્ત્ર પ્રહાર થવાની તૈયારી થઇ રહી કે અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું કે " મ્હારો રથ બે સેનાઓની વચ્ચે ઉભો રાખો. કોણ કોણ વિપક્ષીઓ છે અને કોણ કોણ યુધ્ધમાં દુર્બુધ્ધિ દુર્યોધનને સહાય કરવા આવ્યા છે તથા મ્હારે કોની સાથ યુધ્ધ કરવું એ સર્વ હું જોઇ લઉં. "

અર્જુને આમ કહ્યું ત્હેનો ભાવ એ હતો કે હુંજ પાંડવોનું આશાસ્થળ છું. મ્હારાથી જ શત્રુઓના મુખ્ય મુખ્ય યોદ્ધાઓ મારી શકાશે તેથી જોઉં કે કોણ કોણ ભેગા થયા છે. આટલે સુધી અર્જુનનો સંપૂર્ણ ક્ષત્રિય ભાવ રહ્યો હતો. કૃપા અથવા દુર્બલતાનું કાંઇપણ ચિન્હ ન હતું. ભારતના ઘણા યે શ્રેષ્ઠ વીર પુરૂષો જે કૌરવોની સેનામાં હતા તે સર્વનો સંહાર કરીને અર્જુન પોતાના જયેષ્ઠ બંધુ યુધિષ્ઠીરનું નિષ્કંટક સામ્રાજય સ્થાપવા તૈયાર થયા હતા. પણ શ્રીકૃષ્ણે જાણ્યું કે અર્જુનના મનમાં દુર્બલતા છે. આ સમયે અર્જુનનું હૃદય શુધ્ધ નહિ કરવામાં આવે અને જો એ દુર્બલતા અકસ્માત્ ચિત્તપરથી બુદ્ધિપર અધિકાર કરે તો પાંડવોને અત્યંત હાનિ—સંભવતઃ પાંડવોનો સર્વનાશ થઇ જાય. આથી શ્રીકૃષ્ણે રથને એવે સ્થાને સ્થાપિન કર્યો કે જયાં ભીષ્મ પિતામહ દ્રોણાચાર્ય આદિ અર્જુનના પરમ સ્નેહી જનો સ્હામે હતા તથા

કૌરવને સહાય કરવાવાળા બીજા રાજાઓ દેખાતા હતા. પછી ભગવાને અર્જુનને કહ્યું કે, " જો ! આ એકત્ર થયેલાં કૌરવોને જો ! " અહીં એ તો સ્મરણમાં રાખવું જોઇએ કે અર્જુન સ્વયં કુરૂજાતિય હતો. કુરૂવંશ એનું ગૌરવ હતું. એના સર્વ આત્મીય, પ્રિયજન અને બાલ-સખા કુરૂજાતિના જ હતા. આથી શ્રી કૃષ્ણની આ સામાન્ય વાતોનો ગંભીર અર્થ અને ભાવ થાય છે. એ સમયે અર્જુને જોયું કે જે'નો સંહાર કરીને યુધિષ્ઠરનું રાજ્ય સ્થાપિત થશે, તે બીજા કોઇનો નહિ પણ પોતાના પ્રિય, આત્મીય, ગુરૂ અને ભાઇ કે જેઓ ભક્તિ અને શ્રદ્ધાના પાત્ર છે. અર્જુને જોયું કે સમસ્ત ભારતના ક્ષત્રિય વંશજો પરસ્પરના સંબંધથી આબદ્ધ થઇને એક બીજાનો સંહાર કરવા કાજે આ ભીષણ યુદ્ધક્ષેત્રમાં આવીને ઉભા છે,



## વિષાદનું પ્રધાન કારણ.

અર્જુનના વૈરાગ્યનું મુલ કારણ શું છે? ઘણાએક લોકો અર્જુનના આ વિષાદની પ્રશંસા કરે છે ને શ્રી કૃષ્ણને કુમાર્ગપ્રદર્શક અધર્મસમર્થક કહીને નિન્દા કરે છે. ખ્રિસ્તીધર્મનો શાન્તિભાવ, બૌધધર્મનો અહિંસાભાવ અને વૈષ્ણવધર્મનો પ્રેમભાવ એજ સર્વ શ્રેષ્ઠ ધર્મ છે. યુધ્ધ અને નરહત્યા એ તો પાપ તથા ભાતૃહત્યાને ગુરૂ-હત્યા તો મહાપાપ છે. એઓ આ ધારણાને વશીભૂત થઇને આ અસંગત વાત કરે છે. આ સર્વ આધુનિક ધારણાઓ દ્વાપર યુગના મહાવીર અર્જુનના મનમાં પણ ન્હોતી ઉઠી; અહિંસાભાવ શ્રેષ્ઠ છે કે નરહત્યા, ભાતૃહત્યા ને ગુરૂહત્યા શ્રેષ્ઠ છે અને યુધ્ધમાં તત્પર રહેવું ઉચિત છે; આ સર્વમાંની કોઇપણ વાતના વિચારનું ચિન્હ સરખું યે અર્જુનની વાતમાં મળતું નથી. જો કે અર્જુને એ તો અવશ્ય કહ્યું હતું કે ગુરૂજનોની હત્યાની અપેક્ષાએ ભીખ માંગવી સારી, એ પણ કહ્યું હતું કે બન્ધુ બાન્ધવોની હત્યાથી અમને પાપજ લાગશે, પણ આ વાત કર્મનો સ્વ-ભાવ જોઇને નહિ પણ કર્મનું ફ્લ જોઇનેજ કહી હતી. એથી શ્રીકૃષ્ણે એનો વિષાદ દૂર કરવા કાજે એ શિક્ષા દીધી કે કર્મનું ફ્લ જોઇને નહિ પણ કર્મનો સ્વભાવ જોઇને

કર્મ ઉચિત છે કે અનુચિત એનો નિર્ણય કરવો જોઈએ. અર્જુનનો પહેલો ભાવ તો એ હતો કે આ સર્વ સ્નેહ, ભક્તિ અને શ્રધ્ધાને યોગ્ય મ્હારા આત્મીયજનો, ગુરૂજનો અને બાલસખાઓની હત્યા કરીને મેળવેલું રાજ્ય કદાપિ સુખદાયક નહિ થઇ શકે પણ એથી ઉલટું સારૂંય જીવન દુઃખ અને પશ્ચાતાપની ભટ્ટીમાં વ્યતીત કરવું પડે. અર્જુનનો બીજો ભાવ એ હતો કે પ્રિયજનોની નરહત્યા કરવી એ ધર્મ વિરૂદ્ધ છે અને જે લોકો દ્વેષ કરવા યોગ્ય છે એની યુદ્ધમાં હત્યા કરવી એ ક્ષત્રિયોનો ધર્મ છે. એનો ત્રીજો ભાવ એ હતો કે સ્વાર્થ માટે આ પ્રકારનું કાર્ય કરવું એ ધર્મવિરૂધ્ધ અને ક્ષત્રિયો કાજે બીલકુલ અનુચિત છે. ચોથો ભાવ એ હતો કે ભાઇઓનો વિરોધ અને ભાઇઓની હત્યાથી કુલ અને જાતિનો નાશ થશે અને એ રીતે દુષ્પરિણામોને ઉત્પન્ન કરવા એ કુલરક્ષક અને જાતિરક્ષક ક્ષત્રિય વીરો માટે મહાપાપ છે. આ ચાર ભાવોથી અતિરિક્ત અર્જુનના વિષાદનું મૂળ કારણ બીજો કોઇ ભાવ ન હતો. આ સ્હમજ્યા વિના શ્રી કૃષ્ણનો ઉદ્દેશ અને શિક્ષાનો અર્થ સ્હમજાતો નથી. ખ્રીસ્તીધર્મ, બૌધધર્મ અને વૈષ્ણવધર્મ સાથ ગીતા ધર્મનો વિરોધ અને સામંજની વાત અન્ય સ્થળે કહેવામાં આવશે. સૂક્ષ્મ વિચારથી નિરીક્ષણ કરતા અર્જુનનો ભાવ સારી રીતે જાણી શકાય છે.



## વૈષ્ણવી માયાનું આક્રમણ

અર્જુને પ્હેલાંજ પોતાના વિષાદનું વર્ણન કર્યું છે. મહાવીર અર્જુન સ્નેહ અને કૃપાના આકસ્મિક આક્રમણથી આચ્છન્ન અને પરાસ્ત થઈ ગયા. એના શરીરનું બધુ ય બલ ક્ષણ એકમાં જતું રહ્યું, સર્વ અંગ શિથિલ થઇ ગયા ઉભા રહેવાનીયે શકિત એનામાં ન્હોતી રહી, બલવાન ભુજાઓયે ગાંડીવ ધનુષ ધારણ કરવા અસમર્થ થઈ ગઈ. શોકના ઉત્તાપથી જ્વર હોય એવા લક્ષણો દેખાવા માંડયાં શરીર બીલકુલ ખિન્ન—ઢીલું થઇ ગયું, કોઈએ અગ્નિ મેલ્યો હોય એવો દાહ ત્વચામાં થવા લાગ્યો, જીભ સૂકાવા લાગી, સારૂં શરીર કંપવા લાગ્યું અને મનમાં યે ભ્રમણાઓ થવા લાગી. આ ભાવોનું વર્ણન વાંચતા પ્હેલાં તો કવિની તેજસ્વી કલ્પનાનો આટલો બધો વિકાશ જોઇને કેવલ એ કવિત્વ સૌન્દર્યનો ભોગ કરીને આનંદિત થઇ જઇએ છીએ. અર્જુને પ્હેલાં પણ કૌરવોની સાથે યુધ્ધ કર્યું હતું પણ આ જાતનો ભાવ કદીય ન્હોતો અનુભવ્યો. આ સમયે શ્રી કૃષ્ણની ઇચ્છાથી અકસ્માત આ આંતરિક ઉત્પાત થઈ રહ્યો. મનુષ્ય જાતિની બહુ યે પ્રબલ્ય વૃત્તિઓ ક્ષત્રિય શિક્ષા અને ઉચ્ચાકાંક્ષાધારા પરાભૂત—પ્રછન્ન અને આબદ્ધ થઇને અર્જુનના હૃદયમાં ગુપ્ત ભાવે રહી હતી. નિર્મોહ

દ્વારા ચિન્તની શુદ્ધિ નથી થતી; વિવેક, વિશુદ્ધ બુદ્ધિની સહાયતા અને સંયમથી ચિત્તની શુદ્ધિ થાય છે. નિગૃહિત વૃત્તિ અને ભાવ યદિ આ જન્મમાં નહિ તો અન્ય જન્મમાં કોઇ પણુ વખત ચિત્ત પરથી બુદ્ધિ પર આક્રમણુ કરે છે અને વિજય પ્રાપ્ત કરી સર્વ કર્મોને પોતાના વિકાશને અનુકુલ થાય તે રીતે તે માર્ગમાં અગ્રે-સર કરે છે. આ કારણુથી જ જે આ જન્મમાં દયાવાન છે તે આવતા જન્મમાં નિષ્ઠુર અને જે આ જન્મમાં કામી અને દુશ્ચરિત્ર છે તે અન્ય જન્મમાં સાધુ અને ચારિત્ર્યવાન બને છે. નિગ્રહ કર્યા વિના વિવેક અને વિશુધ્ધ બુધ્ધિની સહાયતાથી સર્વ વૃત્તિઓનું નિવારણુ કરીને ચિત્તની શુધ્ધિ કરવી જોઈએ; આ સંયમ કહેવાય છે. જ્ઞાનના પ્રભા વથી તમોભાવ ને દુર કરવાથી સંયમ ન થાય એ અસંભવ છે. આથી શ્રીકૃષ્ણુ અર્જુનનું અજ્ઞાન દુર કરીને પ્રછન્ન રહેલા વિવેકને જગાડીને ચિત્તને શાન્ત કરવા ઈચ્છતા હતા. પણુ જ્યાં સુધી ત્યજવા યોગ્ય સર્વ વૃત્તિ-ઓને ચિત્તમાંથી ઉત્તોલનપૂર્વક બુદ્ધિની સન્મુખ ઉપસ્થિત નહિ કરાય ત્યાં સુધી બુધ્ધિને પણુ વૃત્તિઓને નિવારણુ કરવાનો અવસર નથી મળતો એટલે કે જ્યારે યુધ્ધમાં હારે છે ત્યારે અન્તસ્થ દૈત્ય અને રાક્ષસ વિવેક બુદ્ધિને મુકત કરે છે. યોગની પ્રથમ અવસ્થામાં જેટલી કુવૃત્તિઓ ચિત્તમાં રહે છે એટલી બધી બુધ્ધિ ઉપર પ્રબલ વેગથી આક્રમણુ કરીને અનભ્યસ્ત. સાધકને ભીતિ અને શોકમાં નિમગ્ન કરી દે છે. આને પ્રાશ્ચાત્ય દેશમાં સેતાનનું પ્રલોભન કહે છે. આજ મારનું આક્રમણુ છે. પણુ આ

ભીતિ અને શોક અજ્ઞાનસંભૂત છે. એ પ્રલોભન સેતાનનું નથી, ભગવાનનું છે. અન્તર્યામી જગદ્‌ગુરૂ જ એ સર્વ પ્રવૃત્તિને,સાધકો ઉપર આક્રમણ કરવા કાજે આવ્હાન કરે છે; એનું અમંગલ કરવા નહિ એનું મંગલ કરવા, એના ચિત્તનું શોધન કરવા. શ્રીકૃષ્ણ જેવી રીતે સ્થુળ શરીરથી અર્જુનના બાહ્ય જગતમાં સખા અને સારથી હતા તેવી રીતે એના સૂક્ષ્મ શરીરમાં અશરીરી ઇશ્વર અને અન્તર્યામી પુરૂષોત્તમ હતા. એમણેજ આ ગુપ્તવૃત્તિ અને ભાવને પ્રબલવેગથી એ સમયે બુધ્ધિ ઉપર ફેંકયા હતા. આ ભીષણ આઘાતથી બુધ્ધિ કુણ્ઠિત થઇ ગઇ એટલે પ્રબલ માનસિક વિકારો એજ ક્ષણે સ્થૂળ શરીરમાં કવિએ કહેલા સર્વ લક્ષણોથી વ્યકત થયા. પ્રબલ નિરાશાથી શોક અને દુઃખનો શરીરમાં કેવી રીતે વિકાશ થાય છે એ આપણે જાણીએ છીએ, કેમકે એ માનવજાતિના સાધારણ અનુભવ-ની વાત છે. અર્જુનને ભગવાનની વૈષ્ણવી માયાએ અખણ્ડ બલથી એક ક્ષણમાં ઘેરી લીધા હતા, એથી આ પ્રબલ વિકાર અર્જુનમાં ઉત્પન્ન થયો. જ્યારે અધર્મ, દયા, પ્રેમ આદિ ધર્મના કોમલ સ્વરૂપો ધારણ કરીને, અજ્ઞાન પોતાનું સત્ય સ્વરૂપ સંતાડીને, જ્ઞાનના ઐન્દ્રજાલીક રૂપમાં ઉપસ્થિત થાય અને કૃષ્ણવર્ણ તમોગુણ ઉજ્જવલ અને નિર્મલ પવિત્રતાની મૂર્તિ ધારણ કરીને કહે કે, 'હું સત્વગુણ છું, હું જ જ્ઞાનસ્વરૂપ છું, હું જ ધર્મ છું; ભગવાનનો પ્રિય દૂત અને પુણ્યનો પ્રવર્તક છું" ત્યારે સમજી લેવું કે ભગવાનની વૈષ્ણવી માયાનો બુદ્ધિમાં પ્રકાશ થયો છે.

---

## વૈષ્ણવી માયાનું લક્ષણ.

કૃપા અને સ્નેહ આ વૈષ્ણવી માયાના મુખ્ય અંશ છે; પણ માનવજાતિની શુદ્ધ વૃત્તિ એ કૃપા કે સ્નેહની નથી. કારણ કે શારીરિક અને પ્રાણ કોશાગત વિકારને વશ થઈને પવિત્ર પ્રેમ અને દયા કલુષિતતા અને વ્યાકુળતાના અંગ થાય છે. ચિત્ત જ વૃત્તિનું નિવાસસ્થાન, પ્રાણ એ ભોગનું ક્ષેત્ર, શરીર એ કર્મની સાધન પ્રણાલી અને બુદ્ધિમાં છે ચિન્તનનું રાજ્ય. પવિત્ર અવસ્થામાં આ સર્વની સ્વતંત્ર એટલે એક બીજાથી અવિરોધી પ્રવૃત્તિ થાય છે; ચિત્તમાં ભાવ ઉઠે છે ને એને અનુસરતું કર્મ શરીરદ્વારા થાય છે; એનાથી સંપર્ક રાખવાવાળા વિચાર બુદ્ધિદ્વારા થાય છે અને જીવ શાક્ષી થઈને પ્રકૃતિની આ આનંદમય ક્રીડા નિહાળીને આનંદ પ્રાપ્ત કરે છે. અપવિત્ર અવસ્થામાં પ્રાણ શારીરિક કે માનસિક ભોગોની લાલસાથી શરીરને કર્મનું યંત્ર નહિ કરતાં ભોગ કાજે પ્રયત્ન કરે છે, શરીરના ભોગમાં રત થઈને વારંવાર શારીરિક ભોગની ઈચ્છા કરે છે, ચિત્ત શારીરિક ભોગની કામનાઓમાં આક્રાન્ત થઈને નિર્મલ ભાવ ગ્રહણ કરવા અસમર્થ થાય છે ને કલુષિત વાસના યુક્ત ચિત્ત સાગરને વિક્ષુબ્ધ કરે છે. આ વાસનાનો કોલાહલ બુદ્ધિને ઘેરીને ભ્રમિત અને બ્હેરી કરે છે;

આથી બુદ્ધિ વધુ નિર્મળ શાન્ત અને અભ્રાન્ત વિચારો ગ્રહણ કરી શકતી નથી; ચંચલ મનને વશીભૂત થઇને, વિચારની વિડંબના અને અસત્યના પ્રાબલ્યમાં આંધળી થઇ રહે છે. એવી અવસ્થામાં જીવ પણ હૃતજ્ઞાન થઇને શાક્ષીભાવ અને પવિત્ર આનંદભાવથી વંચિત થઇને, આધારની સાથ પોતાના એકત્વનો સ્વીકાર કરીને, 'હું શરીર છું, હું પ્રાણ છું. હું ચિત્ત છું, હું બુદ્ધિ છું,' એ પ્રકારની ભ્રાન્તિથી શારીરિક અને માનસિક સુખદુઃખમાં સુખી કે દુઃખી થાય છે. આ પ્રકારની વિડંબનાનું મૂલ અશુદ્ધ ચિત્ત જ છે. આથી ચિત્ત શુદ્ધિ જ ઉન્નતિનું પ્રથમ પગથીયું છે. આ અશુદ્ધતા કેવલ તામસિક અને રાજસીક વૃત્તિઓને જ કલુષિત કરીને શાન્ત નથી થઇ જતી પણ સાથે સાથે સાત્ત્વિક વૃત્તિને યે કલુષિત કરે છે. અમુક વ્યકિત આપણા શારીરિક અને માનસિક ભોગની સામગ્રી છે, એ આપણને સુખકર લાગે છે, એ આપણને જોઇએ, એના વિના આપણને દુઃખ થાય છે;—આ સર્વ અશુધ્ધ પ્રેમ છે તેથી એ શરીર,પ્રાણ અને ચિત્તને કલુષિત કરીને નિર્મલ પ્રેમને વિકૃત કરે છે. બુદ્ધિ યે આ અશુદ્ધતાથી ભ્રાન્તિવશ થઇને કહે છે કે, "આ મ્હારી સ્ત્રી છે, આ મ્હારો ભાઈ છે, આ મ્હારી બ્હેન છે, આ મ્હારો મિત્ર, સખા અને આત્મીય છે એથી એ સર્વ પર મ્હારે પ્રસન્ન થવું જોઇએ. શુદ્ધ પ્રેમ પુણ્યમય છે, એ પ્રેમ પ્રતિકુલ કાર્ય કરવું એ તો પાપ, ક્રૂરતા અને અધર્મ છે." આ પ્રકારના અશુદ્ધ પ્રેમનું ફલ તે બલવતી દયાનું ઉત્પન્ન થવું કે જેના પરિણામે પ્રિયજનોના કષ્ટ અને પ્રિયજનોના અનિષ્ટની અપેક્ષાએ ધર્મને પણ તિલાંજલિ આપવી શ્રેયસ્કર ભાસે છે

ને અન્તે આ કૃપાપર આઘાત થતા ધર્મને અધર્મ સમજીને પોતાની દુર્બલતાનું સમર્થન કરીએ છીએ. આ પ્રકારની વૈષ્ણવી માયાનું પ્રમાણ અર્જુનના પ્રત્યેક વાક્યમાં દેખાય છે.



## એ ભાવની ક્ષુદ્રતા.

અર્જુનની વાત તો એ હતી કે આ સર્વ મ્હારા સંબંધી આત્મીયજન અને કૃપાપાત્ર છે; યુધ્ધમાં એઓની હત્યા કરીને મ્હારૂ શું શ્રેય થશે ? વિજેતાનો ગર્વ અથવા રાજાનું ગૌરવ કે ધનીકનું સુખ ? હું એ પ્રકારનો શૂન્ય સ્વાર્થ નથી ચહાતો; આ પૃથ્વીનું રાજ્ય અને ભોગ જીવનમાં કેવી રીતે પ્રિય થઇ શકે ? સ્ત્રી, પુત્ર અને પુત્રી આદિ આત્મીય જનોને સુખથી રાખી શકાય, બંધુ બાન્ધવો સાથ ઐશ્વર્યજન્ય સુખ અને આમોદ પ્રમોદથી દિવસો પસાર કરી શકાય. તેથીજ એ સર્વ સુખોનું મહત્વ છે અને એથી મનુષ્ઓ એ સુખ મેળવવાનો લોભ રાખે છે.

પણ જેને માટે અમે રાજ્ય, ભોગ અને સુખની ઇચ્છા કરીએ છીએ, એઓજ અમારા શત્રુ બનીને યુદ્ધમાં આવ્યા છે, અમારી સાથે રાજ્ય અને સુખનો ભોગ કરવા સહમત ન થતા અમારો વધ કરવા ઉત્સુક્ત થયા છે. એઓ ભલે અમારો વધ કરે પણ અમે કદાપિ એમનો વધ નહિ કરી શકીયે. યદિ એઓની હત્યા કરવાથી ત્રણે ય રાજ્ય પર અધિકાર મળતો હોય તો યે અમે હત્યા નહિ કરીએ—તો પછી પૃથ્વીના નિષ્કંટક સામ્રાજ્યની તો વાતજ ક્યાં ? સ્થૂળ-દર્શી લોકો કહે છે કેઃ—

"नकांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ॥"

અને

"एतान्न हन्तुमिच्छामि घ्नतोपिमधुसूदन ।
अपि त्रैलोक्य राज्यस्य हेतो किं नु महीकृते ॥"

આ ઉક્તિથી મોહિત થઇને (સ્થૂળદર્શી લોકો) કહે છે કે "અહો, અર્જુનનો કેવો ઉદાર અને સ્વાર્થ રહિત પ્રેમ ભાવ. રકતથી ભરેલા ભોગ અને સુખની અપેક્ષાએ, એ પરાજય, મૃત્યુ અને કઠીનમાં કઠીન દુઃખનો યે સ્વીકાર કરે છે." પણ જો અર્જુનના આ મનોભાવની પરીક્ષા કરવામાં આવે તો એ માલમ પડે કે અર્જુનનો ભાવ અત્યંત ક્ષુદ્ર, દુર્બલતાસૂચક અને કાદરતા પૂર્ણ છે, કુલની રક્ષા કાજે અથવા પ્રિયજનોના પ્રેમથી કૃપાને વશીભૂત થઇને, રકતપાતના ભયથી વ્યકિતગત સ્વાર્થત્યાગ કરવો એ અનાર્યોનો મહત્ ઉદારભાવ કહી શકાય પણ આર્યો કાજે તો આ મધ્યમ ભાવ છે, જો કે તેઓને માટે ધર્મ અને ભગવત્પ્રીતિ અર્થે સ્વાર્થત્યાગ એ ઉત્તમ ભાવ છે. બીજાઓને માટે, કુલની રક્ષા અને પ્રિયજનોના પ્રેમથી, કૃપાને વશ થઈને, રકત-પાતના ભયથી ધર્મનો પરિત્યાગ કરવો એ અધમ ભાવ છે; ધર્મ અને ભગવત્પ્રીતિ કાજે સ્નેહ, કૃપા અને ભયનું દમન કરવું એ વાસ્તવિક આર્યભાવ છે. આ ક્ષુદ્ર ભાવનું સમર્થન કરવાજ સ્વજનોની હત્યાનું પાપ દર્શાવી ફરીથી કહ્યું કેઃ—

"ધાર્તરાષ્ટ્રોનો વધ કરવાથી અમને શું સુખ અને શું સંતોષ પ્રાપ્ત થઇ શકશે ? એઓ અમારા બન્ધુ બાન્ધવ, અને આત્મીય સ્વજન છે. એ લોકો યદ્યપિ અન્યાય કરે,

છે, અમારી સાથ શત્રુતા કરે છે, અમારૂં રાજ્ય છીનવી લીધું છે અને સત્યનું ઉલ્લંઘન કરે છે તથાપિ એઓનો વધ કરવાથી અમને પાપજ લાગશે. અમને સુખ નહિ થાય.” અર્જુન એ વાત ભુલી ગયો હતો કે એ ધર્મયુધ્ધ કરી રહ્યો છે કારણ કે એ પોતાના અથવા યુધિષ્ઠિરના સુખ માટે શ્રી કૃષ્ણદ્વારા ધાર્તરાષ્ટ્રોનો વધ કરવા માટે નિયુક્ત નહોતો થયો; પણ ધર્મની સ્થાપના કરવી, અધર્મનો નાશ કરવો, ક્ષત્રિય ધર્મનું પાલન કરવું અને ભારતવર્ષમાં ધર્મ પર સ્થિત એક મહાન સામ્રાજ્યની સ્થાપના કરવી એ આ યુદ્ધનો ઉદ્દેશ હતો અને એથી બધાય સુખોને તિલાંજલિ આપીને જીવન વ્યાપી દુઃખ અને યંત્રણાઓ સહન કરીને યે આ ઉદ્દેશની સિધ્ધિ કરવી એ અર્જુનનું કર્તવ્ય હતું.



## કુળનાશની કથા.

અર્જુને પોતાની દુર્બલતાનું સમર્થન કરવા માટે એક સુન્દર યુક્તિ શોધી કાઢી કે આ યુદ્ધથી તો કુલ અને જાતિનો નાશ થશે એથી આ યુદ્ધ ધર્મયુદ્ધ નહિ પણ અધર્મયુદ્ધ છે. ભાઈઓની આ હત્યામાં મિત્રદ્રોહ છે. અર્થાત્ જેઓ સ્વભાવથી અનુકુલ અને સહાયક છે એમનું અનિષ્ટ કરવું એટલુંજ નહિ પણ પોતાનું કુલ અર્થાત્ કુરૂ નામક ક્ષત્રિય વંશ અને જે જાતિમાં બન્ને પક્ષનો જન્મ થયો છે, ત્હેનો યે વિનાશ થાય છે. પ્રાચીન કાલમાં પ્રાયઃ લોહીના સંબંધથી જાતિઓ બનતી હતી. એક મહાન કુલ વિસ્તાર પામીને જાતિમાં પરિણિત થઇ જતો, જેવી રીતે ભોજવંશ, કુરૂવંશ આદિ ભારતના વિશિષ્ટ વંશો એક પછી એક બલવાન જાતિમાં ફેરવાઈ ગયા. કુલમાં થતા અન્તર્વિરોધ અને પરસ્પર એક બીજાનું અનિષ્ટ કરવાના વિચારને અર્જુન મિત્રદ્રોહના નામથી ઓળખાવે છે. કેવલ નૈતિક દ્રષ્ટિએ જોતા મિત્રદ્રોહ એ મહાપાપ છે, કારણ કે કુલ નાશ એ એનું અવશ્યંભાવી ફલ છે. કુલ ધર્મનું પૂર્ણ રૂપે પાલન કરવું એ કુલની ઉન્નતિ અને અવસ્થિતિનું મૂળ છે. જે કર્મ શૃંખલા અને મહાન આદર્શને ગાર્હસ્થ્ય જીવન અને રાજનૈતિક ક્ષેત્રમાં પૂર્વજોએ સ્થાપિત કર્યો હતો અને રક્ષિત કરતા હતા તે આદર્શની હાનિ અથવા

શૃંખલા તુટવાથી કુલનું અધઃપતન થાય છે. જ્યાં સુધી કુલ સૌભાગ્યવાન અને બલશાલી રહે છે ત્યાં સુધી આદર્શ અને કર્મ શૃંખલા રક્ષિત રહે છે. કુલ ક્ષીણ અને નિર્બલ થઇ જવાથી, તમો ભાવના પ્રસરવાથી મહાન ધર્મમાં શિથિલતા આવી જાય છે. અને એના ફલ રૂપે અરાજકતા, કુનીતિ આદિ દોષો કુલમાં પ્રવેશે છે; કુલની સ્ત્રીઓ દુશ્ચ-રિત્રા થઈ જાય છે એટલે કુલની પવિત્રતાનો નાશ થાય છે. અને નીચ જાતિય તથા વિશેષ નીચ ચારિત્રના લોકોદ્વારા જન્મેલા પુત્રોથી મહાન કુલમાં પુત્રોત્પાદન થાય છે. આથી પૂર્વજોની પ્રકૃત સંતતિના નાશથી, કુલોનો નાશ કરવાવાલાને નરક મળે છે એટલે અધર્મની વૃદ્ધિથી વર્ણસંકર સં-ભૂત નૈતિક અધોગતિ અને નીચ ગુણોનો વિસ્તાર તથા અરાજકતા દોષોથી સમસ્ત કુલનો નાશ થાય છે; એઓ નરકના અધિકારી થાય છે. જાતિધર્મ અને કુલધર્મ બન્નેનો કુલ નાશ થવાથી નાશ થાય છે. જાતિધર્મ અર્થાત્ સમસ્ત કુલ સમુદાયમાં જે મહાન જાતિ હોય છે એ જાતિમાં પરંપરાથી આવેલો પ્રાચીન આદર્શ એ કર્મ શૃંખલા છે. તત્પશ્ચાત્ અર્જુન ફરીથી પોતાનો પ્હેલો સિદ્ધાન્ત અને કર્તવ્ય કર્મ વિષયક નિશ્ચયને પ્રગટ કરીને બરાબર યુદ્ધા-રંભ થવાને સમયે જ ગાંડીવ ધનુષનો ત્યાગ કરીને રથમાં બેસી ગયો. કવિએ આ અધ્યાયના અંતમાં જણાવ્યું છે કે શોકથી અર્જુનની બુદ્ધિમાં ભ્રમ પેદા થયો હતો. અને એને આ રીતે ક્ષત્રિયોને અયોગ્ય અનાર્ય આચરણનો સંકલ્પ કર્યો હતો.

---

## વિદ્યા અને અવિદ્યા.

અર્જુનના કુલનાશ વિષયક વાતમાં એક અત્યંત મહાન અને ઉંચી ભાવનાની છાયા જોવામાં આવે છે. આ ભાવની સાથ જે મહત્વપૂર્ણ પ્રશ્ન મળેલો છે ત્હેની આલોચના ગીતાની વ્યાખ્યા કરવાવાળાઓ કાજે વિશેષ પ્રયોજનીય છે. આપણે જો ગીતાનો કેવલ આધ્યાત્મિક અર્થ જ જોઇએ, આપણા જાતિય, ગાર્હસ્થ્ય અને વ્યક્તિગત સાંસારીક કર્મ અને આદર્શથી ગીતામાં વર્ણવેલા ધર્મનો પૂર્ણ રીતે વિચ્છેદ કરીએ તો આપણે એ ભાવ અને એ પ્રશ્નનું મહત્વ તથા પ્રયોજનતાનો અસ્વીકાર કરીએ અને એથી ગીતામાં વર્ણિત ધર્મનો વિસ્તાર સંકુચિત કરીએ. શંકરાચાર્ય આદિ જેઓએ ગીતાની વ્યાખ્યા કરી છે તેઓ સંસારથી વિમુખ થયેલા અધ્યાત્મવિદ્યા પરાયણ દાર્શનિક અને ભક્ત હતા. જે આવશ્યકીય જ્ઞાન અને ભાવ તેઓને ઉપયોગના હતા તે ગીતામાં તેઓએ શોધ્યાને પ્રાપ્ત કરીને સંતુષ્ટ થયા; જેઓ જ્ઞાની, ભક્ત અને કર્મયોગી છે તેઓજ ગીતાની ગૂઢતમ શિક્ષાના અધિકારી છે. ગીતાના વક્તા શ્રી કૃષ્ણ જ્ઞાની અને કર્મયોગી હતા. અને પાત્ર હતા ભક્ત અને કર્મયોગી અર્જુન; એની જ્ઞાનદષ્ટિ ખોલવા કાજે કુરૂક્ષેત્રમાં શ્રી કૃષ્ણે એ શિક્ષાનો પ્રચાર કર્યો. ગીતા પ્રચારનું કારણ એક

મહાન રાજનૈતિક સંઘર્ષ; એ સંઘર્ષમાં અર્જુનને મહાન રાજનૈતિક ઉદ્દેશની સિદ્ધિ અર્થે યન્ત્ર અને નિમિત્તરૂપે યુદ્ધમાં પ્રવૃત્ત કરવો એ ગીતાનો ઉદ્દેશ; આ પ્રમાણે ગીતાઓ યુધ્ધની શિક્ષાશાલા થઇ. શ્રીકૃષ્ણ શ્રેષ્ઠ રાજનિતિજ્ઞ અને યોધ્ધા હતા, ધર્મરાજ્ય સ્થાપવું એ એમના જીવનનો પ્રધાન ઉદ્દેશ હતો તથા અર્જુન પણ હતો ક્ષત્રિય રાજકુમાર; યુદ્ધ અને રાજનિતિ હતા એના સ્વભાવિક નિયત કર્મ. આથી ગીતાનો ઉદ્દેશ, વકતા, પાત્ર અને પ્રચારનું કારણ અલગ કરવાથી કિંવા જુદુ પાડવાથી ગીતાની વ્યાખ્યા કઈ રીતે થઇ શકે ?

માનવ સંસારની પાંચ મુખ્ય સ્થાપના—વ્યકિત, પરિવાર, વંશ, જાતિ અને માનવસમષ્ટિ—બહુ દિવસોથી વિદ્યમાન છે. ધર્મ એ પાંચેની સ્થાપના પરજ સ્થાપિત છે. ધર્મનો ઉદ્દેશ છે ભગવત્પ્રાપ્તિ ને ભગવત્પ્રાપ્તિના બે માર્ગ છેઃ વિદ્યા પર અધિકાર કે અવિદ્યા પર અધિકાર; માત્ર આ એજ આત્મજ્ઞાનના અને ઈશ્વર દર્શનના માર્ગ છે. બ્રહ્મની અભિવ્યક્તિ, અવિદ્યામય પ્રપંચનો ત્યાગ કરીને સચ્ચિદાનંદની પ્રાપ્તિ અથવા પરબ્રહ્મમાં લય થવું એ વિદ્યાનો માર્ગ; ભગવાન અને આત્માના સર્વ સ્થળે દર્શન કરીને જ્ઞાનમય, મંગલમય, શકિતમય પરમેશ્વરને ભાઈ, સ્વામી, ગુરૂ, પિતા, માતા, પુત્ર, કન્યા, દાસ, પ્રેમિક, પતિ અને પત્નીરૂપે પ્રાપ્ત થવું એ અવિદ્યાનો માર્ગ. વિદ્યાનો ઉદ્દેશ શાંતિ છે ને અવિદ્યાનો ઉદ્દેશ છે પ્રેમ. પણ ભગવાનની પ્રકૃતિ તો છે વિદ્યા અવિદ્યામયી. આપણે એ કેવલ વિદ્યાના માર્ગનું અનુસરણ કરીશું તો વિદ્યામય બ્રહ્મ પ્રાપ્ત કરીશું. વિદ્યા અને અવિદ્યા

બન્નેને જેઓ અધિકારમાં લે છે તેઓ વાસુદેવને પૂર્ણ રીતે પ્રાપ્ત કરે છે. તેઓ વિદ્યા અને અવિદ્યાથી ન્યારા છે. જે લોકો વિદ્યાના અન્તિમ લક્ષ્ય સુધી પ્હોંચે છે તેઓ વિદ્યાની સહાયતાથી અવિદ્યાપર અધિકાર મેળવે છે. ઇશોપનિષદમાં આ મહાન સત્ય સ્પષ્ટ ભાવથી વ્યકત કરવામાં આવ્યું છે.—

अंधं तमः प्रविशंति येऽविद्यामुपासते।
ततो भूय इव ते तमो य उ विद्यायां रताः॥
अन्यदेवाहुर्विद्ययान्यदेवाहुरविद्यया।
इति शुश्रुम धीराणां येनस्तद्विचिचक्षिरे॥
विद्यांचाविद्यांच यस्तद्वेदोभयं सह।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययामृतमश्नुते॥

"જેઓ અવિદ્યાના ઉપાસક છે તેઓ અન્ધ, અજ્ઞાનરૂપ તમમાં પ્રવેશ કરે છે. જે ધીર, જ્ઞાની પુરૂષોએ અમારામાં બ્રહ્મજ્ઞાનનો પ્રચાર કર્યો છે તેઓના મુખથી સાંભળ્યું છે કે વિદ્યાનું તેમજ અવિદ્યાનું ફલ હોય છે. બન્ને ફલો એક બીજાથી સ્વતંત્ર છે. જે લોકો વિદ્યા અને અવિદ્યા બન્ને ને બરાબર સ્હમજે છે તેઓ અવિદ્યાદ્વારા મૃત્યુને તરી જઇને વિદ્યાદ્વારા અમૃતમય પુરૂષોત્તમના આનંદનો ભોગ કરે છે."

સમસ્ત માનવ જાતિ અવિદ્યાનો ભોગ કરીને વિદ્યાની દીશામાં પ્રગતિ કરી રહી છે. શ્રેષ્ઠ સાધક, યોગી, જ્ઞાની, ભક્ત અને કર્મયોગી લોક જ આ મહાન શત્રુનો વિજય કરવાને તૈયાર થયેલી સેનાના સેનાપતિઓ હોય છે. કે જેઓ દૂર દૂર નિશ્ચિત કરેલા સ્થાનપર તીવ્ર ગતિથી જઇ, પુનઃ આવી, માનવજાતિને ઉપદેશ આપે છે, માર્ગ બતાવે છે

અને શક્તિ વિતરણ કરે છે. ભગવાન સ્વયં અવતાર લઇને અથવા કોઇ વિશેષ વ્યક્તિમાં પોતાની વિભૂતિ સ્થાપિત કરીને માર્ગને સુગમ કરે છે, અનુકુલ અવસ્થા ઉત્પન્ન કરે છે તથા વિઘ્નોને દૂર કરે છે. અવિદ્યામાં વિદ્યા, ભોગમાં ત્યાગ, સંસારમાં સંન્યાસ, આત્મામાં ભુતમાત્ર ભૂતમાત્રમાં આત્મા, ભગવાનમાં જગત્ અને જગતમાં ભગવાન નિહાળવા એજ સનાતન જ્ઞાન છે અને આજ માનવજાતિને નિર્ધારિત્ત સ્થાન પર લઇ જનાર નિર્દિષ્ટ માર્ગ છે. આત્મજ્ઞાનની સંકીર્ણતા આ ઉન્નતિનું મુખ્ય વિઘ્ન અને દેહાત્મભાવ ને સ્વાર્થબુદ્ધિ આ સંકીર્ણતાનું મૂલ કારણઃ એથી અન્યોને આત્મવત્ નિહાળવા એ આ ઉન્નતિનું પ્રથમ પગથીયું છે. પ્હેલ વ્હેલાં મનુષ્ય વ્યકિતથી આરંભ કરે છે, એ પોતાની વ્યકિતગત શારીરિક. અને માનસીક ઉન્નતિ, ભોગ અને શક્તિના વિકાશમાં લીન રહે છે. 'હું દેહ છું, હું મન છું, હું પ્રાણ છું, શારીરિક બલ, સુખ, સૌન્દર્ય, મનની તીવ્રતા, આનંદ, સ્વચ્છતા, પ્રાણનું તેજ, ભોગ અને પ્રફુલ્લતા જીવનનો ઉદ્દેશ અને અંતિમ અવસ્થા છેઃ' આ જ્ઞાન તે મનુષ્યનું પ્રથમ આસુરિક જ્ઞાન છે. પણ આનું યે પ્રયોજન છે કેમકે દેહ, મન અને પ્રાણનો વિકાશ તથા પરિપૂર્ણતાનું પ્હેલું સાધન કરીને પછી એ વિકસીત શક્તિદ્વારા બીજાઓની સેવા કરવી ઉચિત છે. એથી રાક્ષસી શક્તિવિકાશ, માનવજાતિની સભ્યતાની પ્હેલી અવસ્થા છે. પશુ, પક્ષિ, અસુર અને પિશાચ સુધી યે મનુષ્યનું મન કર્મ અને ચારિત્ર્યમાં લીલા કરીને વિકાશ પામે છે. એ પછી આત્મજ્ઞાનનો પ્રચાર કરીને અન્યને આત્મવત્ નિહાળવાનો આરંભ કરે છે અને અન્યના

હિત કાજે સ્વાર્થને તિલાંજલિ દેતાં શિખે છે. પ્હેલાં પરિ-
વારનેજ આત્મવત્ દેખે છે, સ્ત્રી અને બાળકોની રક્ષા કાજે
પોતાના પ્રાણનું બલિદાન દે છે. એઓના સુખ માટે
પોતાના સુખને તિલાંજલિ આપે છે. તત્પશ્ચાત્ વંશ અને
કુલને આત્મવત્ જુવે છે; કુલની રક્ષા માટે પ્રાણનો ત્યાગ
કરે છે, પોતાનું ને પત્ની તથા બાળકોનું બલિદાન આપે
છે; કુલને થતા સુખને માટે કે કુલના ગૌરવની વૃદ્ધિ કાજે
પોતાના તેમજ સ્ત્રી બાળકોના સુખને તિલાંજલિ આપે છે.
આ પછી જાતિને આત્મવત્ જુવે છે; જાતિની રક્ષા માટે
પ્રાણ આપે છે, પોતાનો, પત્નીનો બાળકોનો ને નિજ કુલનો
યે બલિ દે છે—જે’વી રીતે ચિતોડના રજપુત વંશો, સારીય
રજપુત જાતિની રક્ષા કાજે વારંવાર પોનાની ઇચ્છાથીજ
નિજ બલિ દેતા’તા,–જાતિના સુખ અને ગૌરવ વૃધ્ધિ માટે
પોતાના, સ્ત્રી તથા બાલકોના સુખ અને ગૌરવને તિલાંજલિ
આપે છે. ત્યારબાદ સમસ્ત માનવજાતિને આત્મવત્ દેખે
છે; માનવજાતિની ઉન્નતિ કાજે નિજ પ્રાણ ત્યજે છે, પોતાની
પત્નીની, બાળકોની, વંશની ને જ્ઞાતિની યે કુરબાની કરે
છે; માનવજાતિના સુખ અને ઉન્નતિ કાજે પોતાના સ્ત્રી
અને જાતિના સુખ અને ગૌરવની વૃદ્ધિને તિલાંજલિ આપે
છે. આ રીતે અન્યને આત્મવત્ જોવું, બીજાઓ માટે પોતાનો
અને નિજ સુખનો ભોગ આપવો એ બૌધધર્મ અને બૌધ
ધર્મોત્પન્ન ખ્રિસ્તીધર્મની પ્રધાન શિક્ષા છે. યુરોપની નૈતિક
ઉન્નતિ આ માર્ગમાં અગ્રસર થઈ રહે છે. પ્રાચીન સમયમાં
યુરોપીય વ્યક્તિને કુટુંબ કાજે, કુટુંબને કુલ કાજે
કુરબાની કરતા શિખવતા હતા. આધુનિક યુરોપીયમાં

જાતિ માટે કુલની કુરબાની કરતા શિખવી રહ્યા છે અને જાતિનો સમસ્ત માનવજાતિ માટે ભોગ આપવો, એનો આ સમયે પણ કઠીન આદર્શ કહીને પ્રચાર થઇ રહ્યો છે; મહાત્મા ટોલ્સટૉય આદિ પંડિતો, સોશીયાલિસ્ટો અને એનાર્કીસ્ટો—સમાજવાદીઓ ને અરાજકવાદીઓ—નવઆદર્શ-વાદીઓ આ આદર્શ અનુસાર કાર્ય કરવા ઉત્સુક થઇ રહ્યા છે. આટલે સુધી યુરોપ પહોચ્યું છે. એ અવિદ્યાના ઉપાસક છે; વાસ્તવિક વિદ્યા એઓને પ્રાપ્ત થઈ નથી. अन्धं तमः प्रविशन्ति येऽविद्यामुपासते ।

ભારતમાં વિદ્યા અને અવિદ્યા બન્ને પંડિતોએ પ્રાપ્ત કરી હતી. કારણ કે તેઓ જાણતા હતા કે અવિદ્યાની પંચ પ્રતિષ્ઠા વિના વિદ્યાની પ્રતિષ્ઠાનો સંભવ નથી. ભગવાનનું અસ્તિત્વ એના દ્વારાજ જાણી શકાય; એ વિના ન તો અવિદ્યા જાણી શકાય કે નહિ એના પર અધિકાર પ્રાપ્ત કરી શકાય એટલે અન્યને આત્મવન્ ન જોતા आत्मवत्परदेहेषु । અર્થાત્ પોતામાં તેમજ અન્યમાં સમાનભાવે દર્શન કરવા, નિજ ઉત્કર્ષ કરીને પરિવારનો ઉત્કર્ષ કરવો, પરિવારના ઉત્કર્ષથી જાતિનો ઉત્કર્ષ સાધિત કરવો, એ જ્ઞાન આર્યોની સામાજીક વ્યવસ્થા અને શિક્ષાના મૂલમાં સ્થાપિત હતું. પરિવાર માટે, કુલ કાજે, સમાજ માટે અને ઈશ્વર અર્થે વ્યક્તિગત ત્યાગ કરવો એ તો આર્યોનો મજ્જાગત અભ્યાસ છે. આપણી શિક્ષામાં જે દોષ અને ન્યૂનતા દેખાય છે, એ દોષ કંઈ કેટલાય ઐતિહાસીક કારણોનું ફલ છે. જેવી રીતે જાતિને આપણે સમાજમાં જોઇએ છીએ, અને સમાજના હિતમાં વ્યક્તિનું તથા પરિવારનું હિત સમજીએ છીએ પણ

રાજનૈતિક જીવનનો વિકાશ આપણા ધર્મની અન્તર્ગત મુખ્ય નહોતો ગણાતો એમ માનીયે છીએ તે પાશ્ચાત્ય શિક્ષાનો પ્રભાવ છે. આપણી પ્રાચીન શિક્ષામાં મહાભારત, ગીતા, રજપુતાનાનો ઇતિહાસ, સમર્થ શ્રી રામદાસ સ્વામીકૃત દાસ-બોધ જોતા માલમ પડે છે કે એ શિક્ષા પ્હેલાં આ દેશમાં ચે હતી. અતિરિક્ત વિદ્યાની ઉપાસના તથા અવિદ્યાના ભયથી આપણે એ વિદ્યાનો વિકાશ નહિ કરી શકયા; આ દોષથી તમસાચ્છન્ન થવાનું કારણ એજ કે આપણે જાતિ ધર્મથી ચ્યુત થઈ, કઠીન દાસત્વ, દુઃખ અને અજ્ઞાનમાં પડયા હતા. અવિદ્યા પ્રાપ્ત નહિ કરી શકયા એટલુંજ નહિ પણ વિદ્યા ચે ખોવા માંડી. ततो भूय इव ते तमो य उ विद्यायां रताः ।



# શ્રી કૃષ્ણનો રાજનૈતિક ઉદ્દેશ.

માનવ સમાજના ક્રમિક વિકાશમાં કુલ અને જાતિનો વિકાશક્રમ ભિન્ન થતો જાય છે. પ્રાચીન કાલમાં ભારતમાં તેમજ અન્ય દેશોમાં આ ભિન્નતાનું સ્ફોટન ન્હોતું થયું. કેટલાયે મ્હોટાં, મ્હોટાં કુલોના સમાવેશથી એક મ્હોટી જાતિ ઉત્પન્ન થતી હતી. એ જુદાં જુદાં કુલો, પૂર્વ પુરૂષના વંશધર હતા; જુદા વંશથી ઉત્પન્ન થયેલાં હોય તો યે કુલ પ્રીતિ સંસ્થાપનાર્થે એક વંશથી ઉત્પન્ન થયેલાં એમ કહેવું અને ગ્રહણ કરવું યોગ્ય છે. આખુંય ભારત એક જાતિનું ન હતું પણ જે મ્હોટી જાતિઓ દેશમાં વિરાજી રહી હતી ત્હેનામાં એક સભ્યતા એક ધર્મ, એક સંસ્કૃત ભાષા હતી એટલુંજ નહિ પણ વિવાહ ઇત્યાદિ સંબંધ પણ પ્રચલીત હતો. આટલું છતાં યે પ્રાચીનકાલથી ભારતને એક કરવાના પ્રયત્નો થઇ રહ્યા હતા અને કોઇ સમયે કુરૂ તો કોઈ સમયે પાંચાલ, કોઈ વખત કોશલ તો કોઇ વખત મગધ જાતિ દેશની નેતા અથવા સાર્વભૌમરાજ્ઞી થઈ રાજ્ય કરતી હતી; આમ છતાં પણ પ્રાચીન કુલધર્મ એકત્વને અંતરાય રૂપ એવી તો પ્રબલ રૂઢિ ઉત્પન્ન થતી કે એ પ્રયત્નો કેટલાક દિવસ બાદ નિષ્ફળ જતા. ભારતમાં આ એકત્વની ચેષ્ટા, આ આસમુદ્રાન્ત સામ્રાજ્યના પ્રયત્ન, મુખ્ય ધર્મ તરીકે, રાજાનો પરમ

કર્તવ્ય તરીકે મનાતા હતા. આ એકત્વનો સ્રોત એટલો તો પ્રબલ થઇ ગયો હતો કે ચેદિરાજ શિશુપાલ સમા તેજસ્વી અને દુર્જય ક્ષત્રિય પણ યુધિષ્ઠિરના સામ્રાજ્ય સ્થાપન કરવાના પ્રયત્નને પુણ્ય કર્મ સ્હમજીને યથાશક્તિ સહાય આપવા સંમત થયા હતા. આ રીતે એકત્વ સામ્રાજ્ય અથવા તો ધર્મ રાજ્ય સ્થાપવાનો શ્રીકૃષ્ણનો રાજનૈતિક ઉદ્દેશ હતો. આ પ્હેલા જ મગધ દેશના રાજા જરાસંધે એવો પ્રયત્ન કર્યો હતો પણ એની શક્તિ અધર્મ અને અત્યાચાર પર અવલંબેલી હોવાને લીધે એના સામ્રાજયની સ્થાપના ક્ષણસ્થાયી સ્હમજીને શ્રીકૃષ્ણે ભીમદ્વારા એનો વધ કરાવીને એ પ્રયત્ન નિષ્ફળ કર્યો હતો. શ્રી કૃષ્ણના કાર્યમાં મુખ્ય વિઘ્ન કરનાર મહાગર્વિષ્ઠ અને તેજસ્વી કુરૂવંશ હતો. દીર્ઘ કાલથી કુરૂજાતિ ભારતના નેતાને સ્થાને હતી એટલે કે અંગ્રેજીમાં જેને Hegemony કહે છે એવા પ્રકારનું કુરૂજાતિનું નેતૃત્વ હતું. અનેક સમાન અને સ્વાધીન જાતિઓ મધ્યે જે એક મુખ્ય જાતિનું નેતૃત્વ હોય છે ત્હેને Hegemony કહેવામાં આવે છે. આ પ્રકારનો કુરૂજાતિનો પુરૂષ પરંપરાગત અધિકાર હતો. શ્રી કૃષ્ણ સારી રીતે જાણતા હતા કે, " જ્યાં સુધી આ જાતિના બલ અને ગર્વ અક્ષુણ્ણભાવે—અખંડિત રહેશે ત્યાં સુધી ભારત વર્ષમાં ઐક્યની સ્થાપના નહિ કરી શકાય. આથી કુરૂજાતિનો નાશ કરવાનો શ્રી કૃષ્ણને દૃઢ સંકલ્પ કરવો પડયો. પણ ભારત વર્ષના સામ્રાજ્યપર કુરૂજાતિનો ચિરકાલથી અધિકાર હતો. શ્રી કૃષ્ણને એ વાતનું વિસ્મરણ થાય એમ ન હતું કે જે વસ્તુ કોઇને ધર્મથી પ્રાપ્ત થયેલી છે ત્હેનાથી ત્હેને વંચિત

રાખવો એ અધર્મમય છે અને એમ જાણીને કુરૂજાતિના ન્યાયપુરઃસરના રાજા અને પ્રધાન પુરૂષ યુધિષ્ઠરને ભાવિ સમ્રાટના પદ પર નિયુક્ત કરવા શ્રી કૃષ્ણે મનમાં નિશ્ચય કર્યો. શ્રીકૃષ્ણ પરમ ધાર્મીક હતા, સમર્થ છતાંયે સ્નેહને વશ થઇને પોતાના પ્રિય યાદવકુલને કુરૂજાતિના રાજયાસન પર બેસાડવાની ચેષ્ટા સરખી યે ન કરી કે પાંડવોમાં શ્રેષ્ટ યુધિષ્ઠિરની અવગણના કરીને પોતાના પ્રિયતમ સખા અર્જુનને પણ આ પદ પર નિયુક્ત નહિ કર્યો. માત્ર વય કે પૂર્વ અધિકાર જ જોવામાં અનિષ્ટનો સંભવ રહેલો છે; તેથી ગુણ અને સામર્થ્ય યે જોવું જોઇએ. જો રાજા યુધિષ્ઠિર પાપી, અશક્ત, અત્યાચારી હોત તો શ્રીકૃષ્ણને કોઇ બીજી વ્યક્તિની શોધ કરવાની જરૂર પડી હોત. પણ યુધિષ્ઠિર જે રીતે વંશના ક્રમાનુસાર ઉચિત અધિકારી હતા અને દેશની પ્રાચીન કાલથી પ્રચલીત પ્રથા અનુસાર સમ્રાટ્ થવાને યોગ્ય હતા તેમ ગુણથી યે સ્વાભાવિક અધિકારી હતા. યુધિષ્ઠિરની અપેક્ષાએ તેજસ્વી અને પ્રતિભાવાન અનેક મ્હોટા, મ્હોટા વીર રાજાઓ હતા, પણ કેવળ બળ અને પ્રતિભાથી કોઇ પણ રાજયના અધિકારી નહિ હોઇ શકે કારણકે ધર્મરક્ષા, પ્રકૃતિરંજન અને દેશરક્ષા, રાજાના પ્રધાન ગુણો છે. પ્રથમના બે ગુણો અર્થાત્ ધર્મરક્ષા અને પ્રજાના મનનું રંજન કરવામાં યુધિષ્ઠિર અતુલનીય હતા એટલુંજ નહિ પણ ધર્મક્ષત્ર, દયાવાન, ન્યાયપરાયણ, સત્યવાદી, સત્યપ્રતિજ્ઞ, સત્યકર્મા તથા પ્રજાને અત્યંત પ્રિય હતા. અને અન્તિમ આવશ્યક ગુણ દેશરક્ષા કરવામાં એમની જે ન્યૂનતા હતી તે ન્યૂનતા પૂરી કરવામાં એમના બે મહાવીર ભાઈ

ભીમ અને અર્જુન પુરેપુરા સમર્થ હતા. પાંચે પાંડવો સમાન પરાક્રમી રાજા કે વીરપુરૂષ સમકાલીન ભારતમાં બીજું કોઇ નહતું. એવી રીતે કંટક સ્વરૂપ જરાસન્ધનો વધ કરી, શ્રીકૃષ્ણના પરામર્શથી રાજા યુધિષ્ઠિરે દેશની પ્રાચીન પ્રણાલી અનુસાર રાજસૂય યજ્ઞ કરીને સારાય દેશના સમાટ્નું પદ ધારણ કર્યું.

શ્રીકૃષ્ણ ધાર્મીક અને રાંજનીતિજ્ઞ હતા. દેશનો ધર્મ, દેશની પ્રણાલી અને દેશના સામાજીક નિયમોને અવલંબીને આ મહાન ઉદ્દેશની સિદ્ધિ અર્થે કર્મ કરવાનો સંભવ હતો તો પછી એ કર્મની હાનિ, એ પ્રણાલીનું ઉલ્લંઘન તથા એ નિયમનો ભંગ કેમ કરે ? અકારણ આ પ્રકારે કરેલા રાષ્ટ્ર વિપ્લવ અને સમાજ વિપ્લવ દેશને હાનિકારક થાય છે. આ જ કારણથી શ્રીકૃષ્ણ રૂઢેલા પ્રાચીન પ્રણાલીની રક્ષા કરીને આ ઉદ્દેશની સિધ્ધિ કાજે કર્મ કરતા હતા. પણ દેશની પ્રાચીન પ્રણાલીમાં એ દોષ હતો કે એથી ચેષ્ટા સફલ થતા છતાં યે, એ ફલ સ્થાયી થાય એવો સંભવ બહુ ઓછો હતો. જેમનું બલ વધતું તે રાજસૂય યજ્ઞ કરીને અવશ્ય સમ્રાટ્ થઇ શકતા પણ એમની ભાવિ સન્તતિ તેજહીન થતાની સાથે આ ઉચ્ચપદ પરથી પડી જતી. એ પણ બરાબર છે કે જે તેજસ્વી વીર જનો, જે'ના પિતા કે પિતામહને વશ થયા હતા તેઓ વિજયકર્તાના પુત્ર કે પૌત્રની આધીનતા કેમ સ્વીકારે ? કારણ કે એ અધિકાર વંશગત અધિકાર તો છેજ નહિ. રાજસૂય યજ્ઞ અર્થાત્ અસાધારણ બલ અને વીર્યજ આ સામ્રાજ્યનું મૂલ છે તો પછી જે'નામાં અધિક બલ, અધિક વીર્ય હોય તેજ યજ્ઞ કરીને

સમ્રાટ્ થઇ શકે. આથી યુધિષ્ઠિરનું સામ્રાજ્ય સ્થાયી રહે એવી કાંઇ આશા ન્હોતી. થોડા દિવસો માટે પ્રધાનત્વ Hegemony થઇ શકત. આ પ્રથાનો એક બીજો દોષ એ હતો કે નવા નવા સમ્રાટો થતા; બલ વધવાથી અને પ્રધાનતા પ્રાપ્ત થતા બલદૃપ્ત, અસહિષ્ણુ, તેજસ્વી ક્ષત્રિયોના હૃદયમાં ઇર્ષાગ્નિ પ્રજ્વલિત થઇ ઉઠતો અને એઓના મનમાં ફરીથી એ જ વિચાર સહજ આવતો હતો કે અમુક વ્યક્તિ સમ્રાટ્ કેમ રહે, અમે સમ્રાટ્ કેમ નહિ થઇએ. યુધિષ્ઠિરના કુટુંબીઓ, ક્ષત્રિયો આ ઇર્ષ્યાથી જ એના શત્રુ થયા અને એના જ પિતૃવ્ય વંશજોને અને યુધિષ્ઠિરને પદચ્યુત કરી ઘરબાર વિનાના કરી દીધા. દોષીત પ્રણાલીનો દોષ થોડા જ દિવસોમાં વ્યક્ત થયો.

શ્રીકૃષ્ણ જે'વા ધાર્મીક હતા તેવા જ રાજનીતિજ્ઞ યે હતા. એ ઓ કદી પણ સદોષ, અહિતકર અને સમયને અનુપયોગી પ્રણાલી, ઉપાયો કે નિયમને બદલવામાં પાછી પાની કરે એવા ન હતા. એ યુગના એ પ્રધાન વિપ્લવકર્તા હતા. રાજા ભૂરિશ્રવાએ શ્રીકૃષ્ણની ભર્ત્સના કરતા પ્રાચીન મતવાલા ઘણા યે ભારતીયોનું ઉદાહરણ આપીને કહ્યું હતું કે કૃષ્ણ અને કૃષ્ણની આજ્ઞા પ્રમાણે ચાલવા વાલું યાદવકુલ ધર્મથી વિરૂધ્ધ વર્તવામાં કે ધર્મનો નાશ કરવામા કદી ય પાછી પાની નથી કરતા, જે કૃષ્ણની સહાયતાથી કાર્ય કરે છે તેઓ નિઃશંસય બહુ જલ્દી પાપમાં પડે છે. પ્રાચીન પ્રણાલી પછાડી પરિવ્રાજક થનારને બધાય નવા સાહસ પાપ રૂપ કેમ નહિ ભાસે ? શ્રી કૃષ્ણે યુધિષ્ઠિરના પતનથી જાણ્યું—કેમ નહિં જાણે ? એ તો ભગવાન

હતા, પ્હેલેથી જ જાણુતા હતા—કે દ્વાપર યુગને ઉપયોગી પ્રથા કલિયુગમાં કદી યે માન્ય નહિ થાય. એથી એમણે એવી ચેષ્ટા ન કરતા, કલિકાલ ઉચિત ભેદદણ્ડપ્રધાન રાજનીતિનું અનુસરણ કરીને, ગર્વિષ્ટ, દૃપ્ત ક્ષત્રિય જાતિના બલનો નાશ કરીને ભવિષ્યના સામ્રાજ્યને નિષ્કંટક કરવાની ચેષ્ટા કરી. શ્રીકૃષ્ણે કૌરવોના પ્રાચીન અને સમકક્ષ શત્રુ પાંચાલ જાતિને કુરૂધ્વંશ કરવાને તૈયાર કરી. જેટલી જાતિઓ કૌરવોના દ્વેષથી, યુધિષ્ઠિર પ્રત્યેના પ્રેમથી, ધર્મરાજની ભાવનાથી કે એકતાની આકાંક્ષામાં આકૃષ્ટ થઇ શકી તે સર્વેને આકર્ષી લીધી, યુધ્ધના ઉદ્યોગમાં લગાડી દીધી. જે સન્ધિના પ્રયત્નો થયા હતા ત્હેમાં શ્રીકૃષ્ણને આસ્થા ન હતી, એ જાણુતા હતા કે સન્ધિનો સંભવ નથી અને જો સન્ધિ સ્થાપિત થાય તો યે સ્થાયી નહિ થઇ શકે. એમ છતાં યે ધર્મ અને રાજનીતિને ખાતર એઓ સન્ધિની ચેષ્ટામાં પ્રવૃત્ત થયાં એમાં સંદહ નથી; કુરૂક્ષેત્રનું યુદ્ધ તે શ્રીકૃષ્ણની રાજનીતિનું ફલ ને કુરૂધ્વંશ, ક્ષત્રિયધ્વંશ, નિષ્કંટક સામ્રાજ્ય તથા ભારતનું એકત્વ સ્થાપવું એ એનો ઉદ્દેશઃ ધર્મરાજ્ય સ્થાપનાર્થે જે યુદ્ધ થયું તે ધર્મયુદ્ધના પ્રભુનિર્દિષ્ટ વિજેતા તે દિવ્ય શક્તિ સંપન્ન મહારથી અર્જુન. અર્જુનના શસ્ત્ર ત્યાગથી શ્રીકૃષ્ણનો રાજનૈતિક પરિશ્રમ નિષ્ફળ થાત જેથી ભારતમાં એકત્વ સાધીત નહિ થાત અને સારાય દેશની ભવિષ્યમાં શીઘ્ર જ અવનતિ થાત.



## ભ્રાતૃવધ અને કુલનાશ.

અર્જુનની બધીય યુક્તિઓ કુલના હિત કાજે હતી, સ્નેહને વશ થઇને એના મનમાં જાતિના હિતનો વિચાર સંકુચિત થયો હતો, કુરૂવંશના હિત આડે એ ભારતવર્ષનું હિત ભૂલી ગયો હતો, અધર્મના ભયથી ધર્મને તિલાંજલિ દેવા કમર કસીને તૈયાર થયો હતો. એ તો સહુ કો જાણે છે કે સ્વાર્થ માટે ભ્રાતૃવધ કરવો એ મહાપાપ છે પણ ભ્રાતૃપ્રેમને વશ થઇને જાતિને અનર્થ કરવામાં સહાયક થવું અને જાતિય હિતસાધનથી વિમુખ રહેવું, એ પાપ એથી યે મહાન છે. અર્જુન જો શસ્ત્રત્યાગ કરે તો અધર્મની જીત થાય, દુર્યોધન ભારતવર્ષનો સમ્રાટ્ અને દેશનો નેતા થઇને જાતિય ચરિત્ર અને ક્ષત્રિય કુલના આચરણને પોતાની કુદ્રષ્ટિથી કલુષીત કરે, ભારતના પ્રબલ, પરાક્રાન્ત સમસ્તકુલો, સ્વાર્થ, ઇર્ષ્યા, અને વિરોધ પ્રિયતાની પ્રેરણાથી એક બીજાનો નાશ કરવા માટે તૈયાર થઇ જાય, દેશની શક્તિને એકત્રિત, નિયંત્રિત અને સુરક્ષીત કરવા માટે કોઇ નિષ્કંટક ધર્મપ્રાણ રાજશક્તિ રહે નહિ, એવી અવસ્થામાં જે વિદેશી આક્રમણ, આ સમયે રોકેલાં સમુદ્રની જેમ ભારતને ગારત કરવા કાજે ઉદ્યુક્ત થઇ રહ્યું હતું તે આવીને, આર્યોની સભ્યતા નષ્ટ કરીને, જગત્‌ના ભાવિહિતની આશા નિર્મૂલ કરત. શ્રીકૃષ્ણ અને અર્જુનદ્વારા સ્થાપન

થએલા સામ્રાજ્યના નાશ માટે ત્યારબાદ બે હજાર વર્ષે, ભારતમાં જે રાજનૈતિક ઉત્પાતનો આરંભ થયો હતો, ત્હેનો તે સમયે જ આરંભ થયો હોત.

કેટલાક કહે છે કે અર્જુને જે અનિષ્ટના ભયથી આ આપત્તિ ઉભી કરી હતી, તેજ અનિષ્ટ કુરૂક્ષેત્રના યુધ્ધ બાદ થયું. ભ્રાતૃવધ, કુલનાશ અને જાતિનાશ એ કુરૂક્ષેત્રના યુધ્ધનું ફલ; કુરૂક્ષેત્રનું યુધ્ધ જ કલિકાલના પ્રારંભનું કારણઃ આ યુધ્ધમાં ભીષણ ભ્રાતૃવધ થયો એ સાચું છે પણ જોવાનું એ છે કે એ સિવાય અન્ય કઈ રીતે શ્રીકૃષ્ણનો મહાન્ ઉદ્દેશ સાધી શકાત? આ કારણથી જ સન્ધિ પ્રાર્થનાની વિફલતા જાણતા છતાં શ્રીકૃષ્ણ સન્ધિ સ્થાપનાર્થે એટલે સુધી પુરણ ચેષ્ટા કરી કે પાંચ ગામ પણ પાછા મળવાથી યુધિષ્ઠિર યુધ્ધ નહિ કરે; પગ મૂકવા જેટલી યે જગ્યા મળતા શ્રીકૃષ્ણ ધર્મરાજ્ય સ્થાપન કરી શકત. પણ દુર્યોધનનો તો દૃઢ નિશ્ચય હતો કે †शुच्याग्रं नैव दास्यामि विना युध्येन केशव। જે સમયે સારાય દેશનું ભવિષ્ય યુધ્ધ પર નિર્ભર હોય તે ટાણે ભ્રાતૃવધના ભયથી મહાન્ કર્મ ન કરવું એ અધર્મ છે. જાતિ કે જગતના હિત કાજે પરિવારનું હિત છોડવું જોઇએ. ભાઇઓના સ્નેહથી કે પારિવારિક ભલાઇના મોહમાં પડીને કરોડો મનુષ્યોનો સર્વનાશ કરવો એ યોગ્ય નથી તેમજ મનુષ્યોના ભાવિ દુઃખ મુક્ત થવાના માર્ગનો નાશ કરવો યે યોગ્ય નથી કારણ કે એથી વ્યક્તિ તથા કુલને નરક પ્રાપ્ત થાય છે.

કુરૂક્ષેત્રના યુદ્ધમાં કુલનાશ થયો હતો એ વાત સાચી

---

†હે કેશવ! સોયની અણી જેટલી યે જગ્યા યુધ્ધ વિના નહિં આપું.

છે. એ પ્રકારે યુદ્ધથીજ મહાપ્રતાપાન્વિત કુરૂવંશનો લોપ થઈ ગયો. પણ કુરૂજાતિના લોપથી જો આખાય ભારતની રક્ષા થઇ તો પછી કુરૂવંશના નાશથી ક્ષતિ નહિ પણ લાભ થયો છે એમ સ્હમજવું જોઈએ. જે'વી પારિવારિક હિતની માયા તેવી જ કુલપરની યે માયા સ્હમજવી. દેશબંધુઓને અમે કશું કહીશું નહિ, દેશવાસીઓ સાથ વિરોધ નહિ કરીએ, એઓ અનિષ્ટ કરતા હોય, આતતાયી હોય, દેશનું સર્વ નાશ કરતા હોય તોયે તેઓ ભાઇઓ છે, સ્નેહને પાત્ર છે તેથી એક અક્ષરનો યે ઉચ્ચાર કર્યો સિવાય સર્વ કાંઇ સહન કરીશું. આપણામાં જે વૈષ્ણવી માયાથી ઉત્પન્ન ધર્મ અધર્મના ઉદયથી ઘણાએકની બુધ્ધિ નષ્ટ થઈ જાય છે તે કુલની માયાના મોહથી ઉત્પન્ન થાય છે. અકારણ, સ્વાર્થ કાજે, નિષ્પ્રયોજન અને અનાવશ્યક દેશબંધુઓ સાથેનો વિરોધ કે કલહ કરવો એ અધર્મ છે. પણ જે દેશબંધુ જન્મભૂમિનું અનિષ્ટ કરવામાં કટિબદ્ધ થયેલી વ્યક્તિને ચૂપચાપ જોયા કરે છે, એનાદ્વારા સહન કરે છે, તે માતૃહત્યા અને અનિષ્ટ વ્યવહારને આશ્રય આપીને એથી યે ગુરૂતર પાપ કરે છે. જે સમયે શિવાજી મુસલમાનોના પૃષ્ઠપોષક દેશવાસીઓનો સંહાર કરવા ગયા તે સમયે કોઇ કહે કે "અહા ! આ શું કરો છો ? એ તો દેશબંધુઓ છે. ચુપચાપ સહન કરો, મોગલ લોકો મહા-રાષ્ટ્ર પર અધિકાર કરે તો કરવા દો, મરાઠાઓમાં જ પ્રેમ રાખો." શું આ વાત બીલકુલ હાસ્યજનક નથી લાગતી ? અમેરીકનોએ ગુલામી વહેપાર દૂર કરવા કાજે જે વિરોધ અને આંતરિક યુદ્ધનો આરંભ કરીને હજારો ભાઇઓનો

સંહાર કર્યો, તે શું એઓએ કુકર્મ કર્યું? એવી અવસ્થામાં તો દેશબંધુઓ સાથ વિરોધ તથા દેશબંધુ-ઓનો યુદ્ધમાં હ્રાસ કરવો એજ જાતિ અને જગતનો એક માત્ર કલ્યાણનો ઉપાય છે. એથી યદિ કુલનાશની શંકા હોય તોયે જાતિ અને જગતના હિત સાધનમાં સિથિલ ન થવું જોઇએ, યદિ કુલની રક્ષા કરવી એ યે જાતિના કલ્યાર્થે હોય તો, તો સમસ્યા અવશ્ય જટિલ કહેવાય. મહાભારતના સમયમાં ભારતવર્ષમાં જાતિસ્થાપના ન્હોતી થઈ. એ સમયે સહુ પોત–પોતાના કુલનેજ માનવ જાતિનું કેન્દ્ર માનતા હતા. એથીજ ભીષ્મપિતામહ, દ્રોણા-ચાર્ય જેઓ પ્રાચીન વિદ્યાની ખાણ હતા, તેઓએ પાંડવો વિરૂદ્ધ યુદ્ધ કર્યું. એઓ જાણતા હતા કે ધર્મ પાંડવો સાથ હતો તેમજ એક મહાન સામ્રાજ્યની સ્થાપના કરીને સારાય ભારતને એક કેન્દ્રમાં સ્થાપવું એ આવશ્યક છે છતાં પણ તેઓ માનતા હતા કે કુલજ ધર્મની પ્રતિષ્ઠા અને જાતિનું કેન્દ્ર છે, કુલનો નાશ થવાથી ધર્મની રક્ષા અને જાતિની સ્થાપના અસંભવ છે. અર્જુન પણ એ ભ્રમમાં પડી ગયો હતો. એ યુગમાં જાતિજ ધર્મની પ્રતિષ્ઠા અને કેન્દ્રનું સ્થાન હતું. જાતિરક્ષા જ આ યુગનો યુગધર્મ તથા જાતિનાશ આ યુગનું મહત્પાપ હતું કે જેનાથી કોઇપણ પ્રકારે છુટકારો નહિ થઇ શકે. પણ એવોયે યુગ આવે કે જ્યારે એક બૃહત માનવસમાજ પ્રતિષ્ઠિત કરવા કાજે એ સમયની મ્હોટી મ્હોટી જ્ઞાની અને કર્મયોગી પ્રજાની રક્ષા કાજે યુદ્ધ થાય અને બીજી બાજુ શ્રીકૃષ્ણ વિપ્લવકારી થઇને નવું કુરુ-ક્ષેત્રનું યુધ્ધ આરંભીને જગતનું હિત સાધે.



## શ્રી કૃષ્ણની રાજનીતિનું ફળ.

પ્રથમ કૃપાના આવેશથી અર્જુન કુલનાશના વિષયપર બહુ વિચારવા લાગ્યા, કેમકે બહુ મ્હોટી સેના જોઈને કુલ અને જાતિનો વિચાર પોતાની મેળેજ ઉદ્દભવ્યો. એ કહેવામાં આવ્યું છે કે એ સમયે ભારતવાસીઓ કુલની ચિન્તા સ્વાભાવિકજ કરતા હતા, જેમ આધુનિક કાલના મનુષ્યો માટે જાતિ હિતનો વિચાર સ્વાભાવિક છે. પણ કુલનો નાશ થવાથી જાતિની પ્રતિષ્ઠાનો નાશ થશે એ શંકા શું નિર્મૂલ હતી ? કેટલાક કહે છે કે અર્જુનનો જે ભય હતો તે જ વાસ્તવિક રીતે સાચો પડયો, કુરૂક્ષેત્રનું યુદ્ધ જ ભારતવર્ષની અવનતિ અને દીર્ઘકાળ વ્યાપી પરાધીનતાનું મૂલ કારણ હતું. તેજસ્વી ક્ષત્રિય કુલનો નાશ અને ક્ષાત્રતેજના હ્રાસથી ભારતનું વિષમ અમંગલ થયું. એક સુપ્રસિદ્ધ વિદેશી વનિતા, જે'ના ચરણોમાં અનેક હિંદુઓ શિષ્યભાવે મસ્તક નમાવે છે, ત્હેને એમ કહેતા સંકોચ નથી થયો કે 'ક્ષત્રિયોના નાશથી અંગ્રેજોના સામ્રાજ્ય સ્થાપવાનો માર્ગ સુગમ કરવો એ જ સ્વયં ભગવાનનો કૃષ્ણાવતાર લેવાનો ઉદ્દેશ હતો.' અમારૂં તો માનવું છે કે જે લોકો આ પ્રકારની બેહુદી વાત કરે છે એઓ આ વિષયનો તલસ્પર્શ કર્યા વિના, અત્યંત છીછરા રાજનૈતિક સિદ્ધાન્તોને વશ થઇને શ્રી કૃષ્ણની રાજનીતિનો દોષ બતાવે

છે. આ રાજનૈતિક તત્ત્વ મ્લેચ્છ વિદ્યા અને આર્યોની ચિન્તન પ્રણાલીથી ઉત્પન્ન થયું છે. અનાર્ય લોકો આસુરીક બલથી બલવાન હોઇ એજ બલને સ્વાધીનતા અને જાતિય મહત્વની એક માત્ર ભીત્તિ તરીકે જાણે છે.

જાતિય મહત્વ માત્ર ક્ષાત્રતેજ પર સ્થાપિત નથી થઇ શકતું, ચારેવર્ણનું ચતુર્વિધ તેજ જ આ મહત્વની સ્થાપના કરે છે. સાત્વિક બ્રહ્મતેજ, રાજસિક ક્ષાત્રતેજને જ્ઞાન, વિનય અને અન્યના હિત ચિન્તનની મધુર સંજીવિની સુધાથી જીવન આપે છે ને ક્ષાત્રતેજ શાન્ત બ્રહ્મતેજની રક્ષા કરે છે. ક્ષાત્રતેજથી રહિત બ્રહ્મતેજ તમોભાવદ્વારા આક્રાન્ત થઇને શુદ્રત્વના સર્વ નિકૃષ્ટ ગુણોને પોતામાં આશ્રય આપે છે. એથી જે દેશમાં ક્ષત્રિયો વસતા નથી એ દેશમાં બ્રાહ્મણોએ રહેવું નિષિધ્ધ છે એવું ઠરાવવામાં આવ્યું છે. જો ક્ષત્રિય વંશનો લોપ થઈ જાય તો નવા ક્ષત્રિયોને વસાવવા એ બ્રાહ્મણોનું પ્રથમ કર્તવ્ય છે. બ્રહ્મતેજ રહિત ક્ષાત્રતેજ દુર્દાન્ત, ઉદ્દામ, આસુરીક બળ સાથ સમલિત થઇને પહેલ વહેલા તો અન્યનું અહિત કરવા તત્પર થાય છે, અને પછી પોતાનોયે નાશ કરે છે. એક રોમન કવિએ બરાબર કહ્યું છે કે, "અસુર લોકો પોતાના બલાતિરેકથી પતિત થઇને જડમૂલથી નાશ પામે છે." સત્વ રજને ઉત્પન્ન કરે છે અને રજ સત્વની રક્ષા કરીને સાત્વિક કાર્યમાં નિયુકત થાય છે. જેથી વ્યકિત અને જાતિનું મંગલ થવાનો સંભવ છે. સત્વ જો રજનો ગ્રાસ કરી જાય અને રજનો સત્વ ગ્રાસ કરી જાય તો તમોગુણના પ્રાદુર્ભાવથી વિજયીગુણ સ્વયંપરાજિત થઇને તમોગુણનું જ રાજ્ય થાય છે. બ્રાહ્મણ ક્ષત્રિય રાજા

નહિ થઇ શકે; ક્ષત્રિયોનો નાશ થવાથી શુદ્ર રાજા થાય છે. બ્રાહ્મણ તામસિક થઇ જઈ ધનની લાલચથી જ્ઞાનને વિકૃત કરીને શુદ્રોના દાસ થાય છે. આધ્યાત્મિક ભાવ નિશ્ચેષ્ટાનાનું પોષણ કરે છે અને સ્વયંખિન્ન થઇને ધર્મની અવનિતિનું કારણ થાય છે. ક્ષત્રિય વિનાની શુદ્રશાસિત જાતિનું દાસત્વ અવશ્યંભાવિ છે. ભારતવર્ષની એજ અવસ્થા છે. બીજી બાજુ આસુરિક બળના પ્રભાવથી ક્ષણિક ઉત્તેજન, શક્તિનો સંચાર અને મહત્વનો આવિર્ભાવ અવશ્ય થઈ શકે છે પણ સંભવ છે કે શીઘ્ર જ દુર્બલતા અને ગ્લાનિ ઉત્પન્ન થઇ શક્તિનો નાશ થાય અને એથી દેશ નબળો પડી જાય, અથવા રાજસી ભોગ, દમ્ભ અને સ્વાર્થના વધવાથી જાતિ અનપયુક્ત થઇને પોતાના મહત્વની રક્ષા કરવામાં અસમર્થ થઈ જાય છે અને આંતરિક વિરોધ, દુર્નીતિ અને અત્યાચારથી દેશ પાયમાલ થઇ શત્રુના પંજામાં શિકાર થઇ પડે છે. હિંદુસ્થાન અને યુરોપના ઇતિહાસમાં આ સર્વ પરિણામોના અનેકાનેક ઉદાહરણો મળે છે.

મહાભારતના સમયમાં આસુરીબલના ભારથી પૃથ્વી અસ્થિર થઈ ગઇ હતી. ભારતવર્ષમાં એવાં તેજસ્વી પરાક્રમશાલી પ્રચંણ્ડ ક્ષત્રિયતેજનો એટલો વિસ્તાર કદી પણ તે પ્હેલા કે ત્યારપછી નથી થયો; પણ આ ભીષણ બલનો સદુપયોગ થવાનો બહુજ થોડો સંભવ હતો. જેઓ આ બલના આધાર હતા, એ સર્વ અસુર પ્રકૃતિના હતા. અહંકાર, દર્પ, સ્વાર્થ અને સ્વેચ્છાચાર તો એમનામાં મજ્જાગત હતો. યદિ શ્રીકૃષ્ણે આ બલનો નાશ કરીને ધર્મરાજ્ય નહિ કર્યું હોત તો જે ત્રણ પ્રકારના પરિણામોનું અત્રે

વર્ણન કર્યું છે તે ત્રણે ય પરિણામોમાંથી એક નહિ તો એક નિશ્ચય આવતાં ભારતવર્ષ અકાલ મ્લેચ્છોના હાથમાં જાત. એ સ્મરણમાં રાખવું જોઇએ કે પાંચ હજાર વર્ષ પ્હેલાં કુરૂક્ષેત્રનું યુધ્ધ થયું, અને ત્હેને અઢી હજાર વર્ષ વીત્યાબાદ મ્લેચ્છોનું પ્હેલું આક્રમણ થયું ને સિન્ધુનદના આ પાર સુધી પહોંચવામાં તેઓ સફલ થયા. અતએવ એટલે અર્જુનદ્વારા સ્થાપિત ધર્મરાજ્યે આટલાં દિવસ (અઢી હજાર વર્ષ) પર્યંત બ્રહ્મતેજ અને ક્ષાત્રતેજના પ્રભાવથી દેશની રક્ષા કરી છે. એ સમયે એ દેશમાં એટલું ક્ષાત્રતેજ સંચિત હતું કે ત્હેના કિંચિત્ અવશેષ અંશે યે બે હજાર વર્ષ સુધી દેશનું રક્ષણ કર્યું. ચંદ્રગુપ્ત, પુષ્યમિત્ર, સમુદ્રગુપ્ત, વિક્રમ, સંગ્રામસિંહ, પ્રતાપ, રાજસિંહ, પ્રતાપાદિત્ય, શિવાજી ઈત્યાદિ મહાપુરૂષોએ આ ક્ષાત્ર-તેજના બલથીજ દેશના દુર્ભાગ્ય સાથ સંગ્રામ કર્યો છે. પણ હજી ગઇ કાલેજ ગુજરાતના યુધ્ધમાં અને લક્ષ્મીબાઈ (ઝાંસીની રાણી)ની ચિતામાં એના અવશેષ અંશ ભસ્મી-ભૂત થઇ ગયા. આ સમયે શ્રીકૃષ્ણના રાજનૈતિક કાર્યના સુંદર ફલનો ને પુણ્યનો નાશ થઇ ગયો અને જગતની રક્ષા કરવા ભારતને ફરી પૂર્ણાવતારની આવશ્યકતા રહી. એ અવતારના લુપ્ત બ્રહ્મતેજને પુનઃ પ્રકટ કરવાથી એ બ્રહ્મ-તેજ અને ક્ષાત્રતેજ ઉત્પન્ન થશે. શ્રીકૃષ્ણે ભારતના ક્ષાત્ર તેજને કુરૂક્ષેત્રના રક્તસાગરમાં વહેવડાવી નથી દીધું પણ આસુરીય બાલનો નાશ કરીને બ્રહ્મતેજ અને ક્ષાત્રતેજ, એ બન્નેની રક્ષા કરી છે. શ્રી કૃષ્ણે આસુરીક બલદૃપ્ત ક્ષત્રિય વંશનો સંહાર કરીને ઉદ્દામ રજશક્તિને છિન્ન ભિન્ન કરી

નાંખી એજ ઠીક થયું. આ પ્રકારના મહાવિપ્લવ ઉત્પન્ન થતા ઉત્કટ ભોગદ્વારા આંતરિક વિરોધનો નાશ કરીને અને નિગૃહીત કરતા થતો ઉદ્દામ ક્ષત્રિયકુલનો સંહાર સર્વથા અનિષ્ટ તો નથીજ. આંતરિક વિરોધથી અને રાજ્યતંત્ર સ્થાપનાથી રોમન ક્ષત્રિયકુલ અને રોમના વિરાટ્ સામ્રાજ્યનો અકાલ નાશ થતો અટકયો. †ઇંગ્લાંડમાં શ્વેત અને રક્ત

† શ્વેત અને રક્ત ગુલાબની ઘટના આ પ્રમાણે છે:

ઇંગ્લંડના રાજા હેન્રી છઠ્ઠાના આઠ આઠ વર્ષના રાજ્ય પછી ૧૪૫૪માં ઇંગ્લંડે રાજકુમારના પ્રથમ દર્શન કર્યાં. પણ એ રાજકુમારના જન્મ સાથ રાજાને ચિત્તભ્રમ થયો ને એથી થયેલી અવ્યવસ્થાને દૂર કરવા ડયૂક ઓફ્ યોર્ક સંરક્ષક (Protectorate) નીમાયો. ૧૪૫૫ના આરંભમાં રાજાની પ્રકૃતિ સુધારીને ડયૂક ઓફ્ યોર્કના પ્રમુખપણા (Protectorate)નો અંત આવ્યો...પણ વળી પાછો ૧૪૫૬માં હેન્રી એજ વ્યાધિથી પીડાવા લાગ્યો ને ડયૂક સંરક્ષક થયો; એજ વર્ષની વસંત ઋતુમાં રાજાનો એ વ્યાધિ દૂર થતા એનો ઓધ્ધોએ દૂર કરવામાં આવ્યો છતાંય રાજ્યમાંથી અરાજકતા દૂર કરવા સમજુતી કરવામાં આવી. ૧૪૫૮માં ડયૂક ઓફ્ યોર્કના સાળા અને સહાયક નૅવેલીસને રાણીએ પકડવાનો પ્રયત્ન કર્યો ને એથી વિગ્રહ શરૂ થયો. બન્ને પક્ષોની હારજીત થઈ પણ જુલાઇમાં નોર્થમ્પતનમાં હેન્રી કેદ પકડાયો ને ડયૂક ઓફ્ યોર્કના કબજામાં આવ્યો.

રાજકુંવરના જન્મથી એડમંડ ઓફ્ લૅંગલીના વંશજ તરીકેનો યોર્કના હક્કનો લોપ થયો; પણ આ નોર્થમ્પતનના વિજયથી લાયનેલ ઓફ્ ક્લેરેન્સના પ્રતિનિધિના ભયંકર હક્કો ધરાવવાની એને ધૃષ્ટતા કીધી. આ હક્કના દાવાથીજ રાજાસણી એની વિરૂદ્ધ હતા. આ હક્કનો દાવોજ પાર્લામેન્ટની સત્તાની વિરૂદ્ધ હતો. એવો કોઈ પણ કાયદો ન્હોતો કે જે એક વડી પ્હેડીને અટકાવી શકે. પાર્લામેન્ટરી એકટમાં યે

ગુલાબના આંતરિક વિરોધથી થયેલા ક્ષત્રિયકુલના નાશથી ચોથો એડવર્ડ, આઠમો હેન્રી અને રાણી એલીઝાબેથ સુરક્ષિત પરાક્રમશાલી, સંસાર વિજયી આધુનિક ઈંગ્લાંડનો પાયો ચણી શકયા. કુરૂક્ષેત્રના યુદ્ધમાં યે ભારતની એવીજ રક્ષા થઇ.

---

મોરટીમર વંશ, (House of Mortimer,) ને બાજુએ રાખીને લેંકેસ્ટ્રીયન વંશ (House of Lancaster)નો હકક સ્વીકારાયેલો હતો. ભાગવટોયે યોર્કની વિરૂદ્ધ હતો; હેન્રીના શબ્દોમાં, "મ્હારા પિતાજી રાજા હતા, એના પિતાશ્રી યે રાજા હતા; મ્હેં બાળપણથીજ આ ચાલીશ વર્ષો થયા રાજમુગટ ધર્યો છે; ત્હમે વફાદારીના સોગંદ લીધા છે, ત્હમારા વડવાઓએ પણ તેમજ કર્યું હતું; તો મ્હારા હકકમાં વાંધો કેમ લેવાય?" પણ લોલાર્ડની સતાવણી, ચુંટણીમાં કરાવલા હસ્તક્ષેપો, લડાઇનો અણગમો, રાજ્યની અવ્યવસ્થા, જુદા જુદા પક્ષોના ચાલુ વિગ્રહો, એ સહુએ રાજાની વિરૂદ્ધ લાગણી ઉશ્કેરી મેલી હતી. યોર્કે ઓકટોબરમાં પોતાનું હકકપત્રક પાર્લામેન્ટ સમક્ષ મેલ્યું, ઘણાખરા ઉમરાવોએ હાજરી ન આપી અને જેઓ આવ્યા હતા તેઓએ એવું નક્કી કર્યું કે હેન્રીને ગાદી પરથી ઉડાડવો નહિ પણ એના અવસાન બાદ યોર્ક એનો ઉત્તરાધિકારી થાય. પણ યોર્કના આ કાર્યથી રાજગૃહના સહાયકો વિરૂદ્ધ પડયા અને વોર ઓફ રોઝીઝ– ગુલાબના વિગ્રહ નામક ભયાનક વિગ્રહનો આરંભ થયો. આ વિગ્રહનું નામ ગુલાબનો વિગ્રહ પડયું ત્હેનું કારણ એ કે (House of York,) યોર્કવંશના ચિન્હ તરીકે સફેદ ગુલાબ હતું જ્યારે લાલ ગુલાબ (House of Lancaster) લેંકેસ્ટર વંશનું નિશાન હતું. ૧૪૬૧ના માર્ચની ૨૯ મીએ બન્ને લશ્કરોનો ટૉવૂટન ફીલ્ડ પર ભેટો થયો. "સેન્લાકના વિગ્રહ પછી ઈંગ્લંડમાં આટલાં બધાં માણસોનું લશ્કર ભેગું ન્હોતું થયું કે આવી ભયાનક લડાઈ એકેય ન્હોતી લડાઇ."

કલિયુગમાં ભારતની અવનતિ થઈ છે. એનો કોઈ પણ અસ્વીકાર નહિ કરી શકે, પણ અવનતિ આણવા માટે ભગવાનનો કદીય અવતાર નથી થતો. ધર્મરક્ષા, વિશ્વરક્ષા, તથા લોકરક્ષા કાજે અવતાર થાય છે. ખાસ કરીને કલિયુગમાં જ ભગવાન પૂર્ણરૂપે અવતાર લે છે એનું કારણ એ છે કે કલિમાં મનુષ્યની અવનતિનો ભય વધુ રહે છે, અને સ્વાભાવિક અધર્મ વધે છે, એટલે માનવજાતિની રક્ષા, અધર્મ નાશ, ધર્મ સ્થાપન અને કલિની ગતિ રોકવા માટે આ યુગમાં પુનઃ પુનઃ અવતાર થાય છે.

શ્રી કૃષ્ણનો જ્યારે અવતાર થયો ત્યારે કલિના રાજ્યનો આરંભ કાલ હતો. શ્રી કૃષ્ણના આવિર્ભાવથી ભયભીત થઇને કલિ પોતાના રાજ્યમાં યે પદસ્થાપન નહોતો કરી શકતો, શ્રીકૃષ્ણના પ્રસાદથી પરીક્ષિત રાજાએ કલિને પાંચ ગામનું દાન દઇને એ યુગમાં એનું એકાધિપત્ય પરિણામહીન કરી

---

બન્ને લશ્કરો મળીને લગભગ ૧૨૦,૦૦૦ સૈનિકો હતા. આ લડાઇથી એ મહાન વિગ્રહનો અંત આવ્યો. ૨૦૦૦૦ વિપક્ષીઓના મુડદાં અને એટલાંજ વિજયી પક્ષના-યોર્ક કુલના શબો રણક્ષેત્ર પર પડયા.

અને કેટલાય વીરનરોને ફાંસી દેવાઇ.

આ ગુલાબના વિગ્રહનું પરિણામ તે એક રાજકુલનો નાશ અને બીજા રાજકુલના આરોહણ કરતાં ઘણું યે સુન્દર આવ્યું. એ આંતરિક વિગ્રહથી, અગણિત મનુષ્યોના નરમેધથી ઇંગ્લંડમાં શાંતિ સ્થપાઈ ને ઉન્નતિની ઉષા પ્રકટી. એઓને કોમીનસના શબ્દોમાં, "આખીય આલમના અધિપતિઓ, જેનું, જેનું મ્હને જ્ઞાન છે તે સર્વમાં જ્યાં પ્રજાનું હિત વધુ સચવાય છે ને ઓછા જુલ્મો થાય છે," એવું આધિપત્ય પ્રાપ્ત થયું.

—History of The Engish People Vol. III.

મેલ્યું હતું. જે કલિયુગના પ્રારંભથી તે અંત સુધી કલિ સાથ માનવ જાતિને ઘોર યુદ્ધ ચાલી રહ્યું છે અને ચાલશે, તે સંગ્રામના સહાયક અને નાયકના રૂપમાં ભગવાનના અવતારનું અથવા તો વિભુતિનું કાલિકાલમાં વારંવાર આવવું થશે અને એ સંગ્રામને ઉપયોગી બ્રહ્મતેજ, જ્ઞાન, ભક્તિ, નિષ્કામ કર્મની શિક્ષા દેવાને તેમજ રક્ષા કરવાને ભગવાને કલિના આરંભમાં જ માનવ શરીર ધારણ કર્યું હતું. ભારતની રક્ષા એ માનવજાતિના કલ્યાણની ભીત્તિ અને આશાસ્થળ છે. ભગવાને કુરૂક્ષેત્રમાં માનવ સમાજની રક્ષા કરી હતી. એ રક્ત સમુદ્રમાં નવજગતના લીલાપદ્મપર કાલરૂપી વિરાટ્ પુરૂષે વિહાર કરવાનો આરંભ કરી દીધો છે.



## અધ્યાય બીજો.

**संजय उवाच.**

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥

સંજયે કહ્યું કેઃ—આ પ્રકારે કરૂણાથી વ્યાપ્ત, આંસુથી ભરેલી આંખવાળા, વિષાદ પામેલા અર્જુનને મધુસૂદને ( શ્રીકૃષ્ણે ) કહ્યું કેઃ—

**श्री भगवानुवाच ।**

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥

શ્રી ભગવાન્ બોલ્યાઃ—" હે અર્જુન ! આ સંકટના સમયે આર્યોએ નહીં આચરેલો, અધોગતિએ પહોંચાડવાવાળો, દુષ્કીર્તિકારક મોહ ત્હને કયાંથી થયો ?

क्लैब्यं मास्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥

હે પૃથાના પુત્ર ! હે શત્રુને દમવામાં સમર્થ અર્જુન! કાતરતા ગ્રહણ કર મા, આ ત્હારે વિષે બીલકુલ અઘટિત છે. આ મનની ક્ષુદ્ર દુર્બલતાનો ત્યાગ કરીને ઉઠ.



## શ્રી કૃષ્ણનો ઉત્તર.

શ્રીકૃષ્ણે જોયું કે અર્જુન કૃપાને વશ થઈ ગયો છે. વિષાદે એને પોતાનો ગ્રાસ બનાવ્યો છે. આ તામસિક ભાવને દૂર કરવાને અન્તર્યામીએ પોતાના પ્રિય સખાનો ક્ષત્રિયોચિત તિરસ્કાર કર્યો કે જેથી એનામાં રાજસિક ભાવ જાગ્રત થઇ તમોભાવ દૂર થાય. શ્રીકૃષ્ણે કહ્યું કે, "જો આ ત્હારા પક્ષનો સંકટકાલ છે, આ સમયે ત્હારા અસ્ત્રપરિત્યાગથી પૂર્ણ વિપત્તિ અને નાશનો સંભવ છે. રણક્ષેત્રમાં પોતાના પક્ષનો ત્યાગ કરવો એ તુજ સમા ક્ષત્રિય શ્રેષ્ઠને નહિ શોભાવે એવી વાત છે; કયાંથી એ દુર્બુદ્ધિ ત્હારામાં આવી ? ત્હારો ભાવ પાપપૂર્ણ અને દુર્બલતાપૂર્ણ છે. અનાર્ય લોકો આ ભાવની પ્રશંસા કરે છે, આ ભાવને વશ થઇ રહે છે, પણ આર્યો કાજે તો આ ભાવ આ લોકમાં યશ અને કીર્તિનો લોપ કરાવવાવાળો પરલોકમાં સ્વર્ગ પ્રાપ્તિમાં વિઘ્ન નાંખનારો હોઇ સર્વથા અનુચિત છે. આથી આગળ વધીને ભગવાને અર્જુનનો તિરસ્કાર કર્યો ને કહ્યું કે, આ ભાવ કાતરતાપૂર્ણ છે, તું વીર શિરોમણિ છે. તું વિજેતા છે, તું કુંતિનો પુત્ર છે, ત્હારાથી આ પ્રકારની વાત કેમ કહેવાય ? હૃદયની આ દુર્બલતા ત્યજીને ઉઠ. તું ત્હારા કર્તવ્ય કર્મમાં ઉદ્યોગી થા."



## કૃપા અને દયા.

કૃપા અને દયા બન્ને સ્વતંત્ર ભાવ છે એટલુંજ નહિ પણ કૃપા દયાનો વિરોધી ભાવે થઇ શકે છે. આપણે દયાને વશ થઈને જગતનું કલ્યાણ કરીએ છીએ; મનુષ્યનું દુઃખ, જાતિનું દુઃખ, અન્યના દુઃખોનું નિવારણ કરીએ છીએ. યદિ આપણે, આપણું પોતાનું દુઃખ યા કોઈ વિશિષ્ટ વ્યકિતનું દુઃખ સહન ન થઈ શકવાથી એ કલ્યાણના સાધનથી નિવૃત્ત થઇ જઇએ છીએ તે આપણા દયા ભાવથી નહિ પણ કૃપાના આવેશથી જ થાય છે. સમસ્ત માનવ જાતિનું યા દેશનું દુઃખ નિવારણ કરવા ઉદ્યુક્ત થવું એ ભાવ તે દયાનો ભાવ: રક્તપાતના ભયથી, પ્રાણી હિંસાના ભયથી, આ પુણ્યકાર્યથી વિરત થવું ને જગત અને જાતિના દુઃખની ચિરસ્થાયિતામાં સાથ દેવો એ ભાવ તે કૃપાનો ભાવ છે. લોકોના દુઃખથી દુઃખી થઇને દુઃખ મોચનની જે પ્રબલ પ્રવૃત્તિ તે દયા.: અન્યના દુઃખ જોઇને, એ દુઃખના વિચારથી ઉદ્‌ભવતો કાતર ભાવ તે કૃપા ભાવ: કાતરતા દયા નથી પણ કૃપા છે. દયા બલવાનોનો ધર્મ છે અને કૃપા દુર્બલોનો ધર્મ છે. દયાના આવેશમાં બુધ્ધદેવે સ્રી, પુત્ર, માતા પિતા, બન્ધુ બાન્ધવોને હતસર્વસ્વ કરીને જગતના દુઃખમોચનાર્થે ગૃહત્યાગ કર્યો; તીવ્ર દયાના આવેશથી ઉન્મત્ત કાલીએ જગતના અસુરોનો સંહાર

કરીને પૃથ્વીને રક્તપ્લાવિત કરીને સહુના દુઃખોનું નિવારણ કર્યું પણ અર્જુને તો કૃપાના આવેશમાં શસ્ત્રનો પરિત્યાગ કર્યો.

અનાર્યો આ ભાવની પ્રશંસા કરે છે ને એ ભાવ અનુસાર આચરણ પણ કરે છે. આર્યોની શિક્ષા એ ઉદાર, વીરોચિત દેવતાઓની શિક્ષા છે. અનાર્ય લોકો મોહને વશ થઇને અનુદાર ભાવને ધર્મ કહીને ઉદાર ધર્મનો પરિત્યાગ કરે છે. અનાર્ય લોકો, રાજસિક ભાવથી ભાવાન્વિત થઇને પોતાના પરિજનોના, પરિવારના કે કુલના હિતને જુવે છે એટલુંજ નહિ પણ વિરાટ કલ્યાણને તો જોઈ શકતા જ નથી. વળી કૃપાને વશ થઇને, ધર્મથી વિમુખ થઇને પોતાને પુણ્યવાન કહીને ગર્વ કરે છે અને કઠોર વ્રતધારી આર્યોને નિષ્ઠુર અને અધાર્મિક કહે છે. તામસિક મોહથી મુગ્ધ થઇને અનાર્ય લોકો પ્રવૃત્તિને નિવૃત્તિ કહે છે અને સકામ પુણ્ય પ્રિયતાને ધર્મનીતિનું ઉંચું આસન અર્પે છે. દયા આર્યોનો ભાવ છેઃ કૃપા અનાર્યોનો ભાવ છે.

કોઇ એક પુરૂષ દયાને વશ થઇને વીરભાવે અન્યના અમંગલનો ને દુઃખનો નાશ કરવા કાજે અમંગલ સાથ યુદ્ધ કરવા પ્રવૃત્ત થાય છે. કોઇ એક સ્ત્રી દયાને વશ થઇને અન્યના દુઃખ દૂર કરવા કાજે શુશ્રૂષા કરે છે, યત્ન કરે છે ને અન્યના હિતમાં પોતાના પ્રાણ અને પોતાની શક્તિ ઢાળી દે છે. જે કૃપાભાવને વશ થઇને અસ્ત્રનો પરિત્યાગ કરીને ધર્મથી વિમુખ થઈ કહે છે કે 'હું કર્તવ્ય કરી રહ્યો છું, હું પુણ્યવાન છું,'—તે કાતર છે. આ ભાવ ક્ષુદ્ર છે, દુર્બલતાસૂચક છે. વિષાદ

કહીયે ધર્મ નહિ થઇ શકે. જે વિષાદને આશ્રય આપે છે તે પાપને આશ્રય દે છે. આ ચિત્તની મલીનતાને, આ અશુદ્ધ અને દુર્બલ ભાવને છોડીને યુધ્ધમાં તત્પર થઇ, કર્તવ્ય પાલન કરતાં જગતની રક્ષા, ધર્મની રક્ષા કરીને પૃથ્વીના ભારને વિદારવો એજ શ્રેયસ્કર છે. આ જ શ્રીકૃષ્ણ ના ઉપદેશનો વાસ્તવિક આશય છે.

अर्जुन उवाच।

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥

અર્જુને કહ્યું-"હે મધુસૂદન! હે અરિસૂદન! પૂજ્ય ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્ય સાથ યુધ્ધમાં બાણોથી કેવી રીતે લડું?

गुरूनहत्वा हि महानुभावान्
श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके।
हत्वार्थकामांस्तु गुरूनिहैव
भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥ ५ ॥

"ગુરુજનોને (મહાપ્રભાવવાળા ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યને) મારીને ભોગ ભોગવવા કરતાં આ લોકમાં ભીખ માંગીને સમય વીતાડવો-ઉદરનિર્વાહ-કરવો શ્રેયસ્કર છે કારણ કે અર્થ અને કામનાવાળા ગુરુજનોને મારીને યે આ જગતમાં રકતથી રંગાએલા ભોગો ભોગ-વવા પડે.

न चैतद्विद्मः कतरन्नो गरीयो
यद्वा जयेम यदि वा नो जयेयुः।
यानेव हत्वा न जिजीविषाम-
स्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥ ६ ॥

"અમને જય પ્રાપ્ત થશે કે પરાજય એ બન્ને વાતોમાં શ્રેયસ્કર શું છે તે પણ અમને સ્હમજ નથી પડતી. જેઓને મારીને અમને જીવવાની યે ઇચ્છા નહીં રહે તેવા કૌરવોજ રણમાં મ્હારી સન્મુખ આવીને ઉભા છે.

कार्पण्यदोषोपहतस्वभावः
पृच्छामि त्वां धर्मसंमूढचेताः ॥
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥ ७ ॥

"હીનતાથી મ્હારી સ્વાભાવિક વૃત્તિઓ નષ્ટ થઈ ગઈ છે. ધર્માધર્મનો નિર્ણય કરવામાં મ્હારી બુધ્ધિ વિમૂઢ થઇ ગઈ છે; એથી હું ત્હમને પૂછું છું કે જે નિશ્ચયજ શ્રેયસ્કર હોય તે મ્હને કહો. હું ત્હમારો શિષ્ય છું; ત્હમારો શરણાગત છું; મ્હને શિક્ષા આપો.

नहि प्रपश्यामि ममापनुद्या-
द्यच्छोकमुच्छोषणमिंद्रियाणाम् ।
अवाप्य भूमावसपत्नमृद्धं
राज्यं सुराणामपि चाधिपत्यम् ॥ ८ ॥

"કારણ કે પૃથ્વીનું નિષ્કંટક રાજય તથા દેવતાઓનું યે આધિપત્ય પ્રાપ્ત થાય તથાપિ મ્હને એવું કાંઇ દેખાતું નથી જે ઇન્દ્રિયોને શોષણ કરનારા આ શોકને દૂર કરે."



## અર્જુનની શિક્ષાપ્રાર્થના.

શ્રીકૃષ્ણની ઉકિતનો ઉદ્દેશ અર્જુન બરાબર સ્હમજી શકયો નહીં ને એથી એ રાજનૈતિક આપત્તિના ઉત્થાપન થી વિરત થયો; પરંતુ આ સિવાય અન્ય જે આપત્તિઓ હતી, એનું કાંઇપણ નિરાકરણ ન મળવાથી એની શિક્ષા માટે શ્રીકૃષ્ણને શરણાગત ભાવથી કહેવા લાગ્યો કે, “ હું સ્વીકારૂં છું કે હું ક્ષત્રિય છું, કૃપાને વશ થઇને મહાન કાર્યથી વિરત થવું એ મ્હારે માટે કાતરતાસૂચક, અકીર્તિજનક અને ધર્મવિરુધ્ધ છે; પણ એ મન નથી માનતું ને પ્રાણ યે નથી માનતા. મન કહે છે કે ગુરુજનોની હત્યા કરવી એ મહાપાપ છે, પોતાના સુખ માટે ગુરુજનોની હત્યા કર વાથી, પાપથી પતિત થવાય છે; ધર્મ, મોક્ષ, પરલોક ને જે જે વાંચ્છનીય છે તે તે સર્વ નષ્ટ થાય છે. કામના તૃપ્ત થશે. અર્થસ્પૃહા તૃપ્ત થશે.પણ એ કેટલા દિવસો માટે?અધર્મથી પ્રાપ્ત કરેલા ભોગો પ્રાણ ત્યાગ સુધી રહે પણ એ પછી તો અકથનીય દુર્ગતિજ થાય છે. અને જે સમયે એ ભોગો ભોગવીશ તે સમયે એ ભોગોમાં લોહીનો સ્વાદ લઇને શું સુખ અને શાંતિ મેળવીશ ? પ્રાણ કહે છે, એ મ્હારા પ્રિયજનો છે, એઓની હત્યા કરવાથી આ જન્મમાં કાંઈપણ સુખભોગ નહિ ભોગવી શકું એટલુંજ નહિ પણ જીવવાની યે હવે ઇચ્છા નથી. યદિ ત્હમે સારીય પૃથ્વીના સામ્રાજ્યનો ભોગ

આપો કે સ્વર્ગ લોક જીતીને ઇન્દ્રના ઐશ્વર્યનો ભોગ પણ આપો તો યે હું નહીં લઉં. જે શોકથી હું છવાયલો છું તે દ્વારા મ્હારી સર્વે ય કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો આચ્છન્ન અને અવસન્ન થઇને પોત પોતાના કાર્યમાં શિથિલ અને અસમર્થ થઇ જવાની, તે સમયે ત્હમે મ્હારી પાસ શું ભોગ ભોગવાવી શકવાના ? મ્હારા વિષમ ચિત્તની આ દીનતા ઉપસ્થિત થઇ છે; મહાન ક્ષત્રિય સ્વભાવ આ દીન-તામાં ડુબી ગયો છે. હું ત્હમારે શરણે છું, મ્હને જ્ઞાન, શકિત અને શ્રદ્ધા દો, અને શ્રેયસ્કર માર્ગ બતાવીને મ્હારી રક્ષા કરો.

ભગવાનની સમીપ પૂર્ણ રૂપે શરણાગત થવું એટલે જ ગીતોકત યોગના અધિકારી થવું. આજ માર્ગ આત્મ સમર્પણ કે આત્મનિવેદનનો માર્ગ કહેવાય છે. જે લોકો ભગવાનને ગુરુ, પ્રભુ, સખા તથા પથપ્રદર્શક સ્હમજીને સર્વ ધર્મોને તિલાંજલિ દેવા તૈયાર થાય છે તથા પાપ પુણ્ય, કર્તવ્ય અકર્તવ્ય, ધર્મ અધર્મ, સત્ય અસત્ય, મંગલ અમંગલનો વિચાર નહિ કરતાં પોતાનાં જ્ઞાન, કર્મ અને સાધનાનો બધો ય ભાર શ્રીકૃષ્ણને અર્પણ કરે છે, તેઓજ ગીતામાં વર્ણિત યોગના અધિકારી છે. અર્જુને શ્રીકૃષ્ણ-ને કહ્યું છે કે " જો ત્હમે ગુરુજનોની હત્યા કરવાની યે આજ્ઞા કરો અને એજ ધર્મ અને કર્તવ્ય છે એમ કહેતા હો તો હું એ પણ કરીશ." આ ગંભીર શ્રદ્ધાથીજ અર્જુન સર્વ સમસામયિક મહાપુરુષોનું અતિક્રમણ કરીને ગીતોકત શિક્ષાના શ્રેષ્ઠ પાત્ર કહેવાયા ને ગૃહીત થયા.

ઉત્તર આપતા પહેલાં શ્રીકૃષ્ણે અર્જુનની

બન્ને આપત્તિઓનું ખણ્ડન કર્યું અને પછી ગુરુનો ભાર ગ્રહણ કરીને એને સનાતન જ્ઞાન દેવાનો આરંભ કર્યો.. ૩૮ શ્લોકોથી આપત્તિઓનું ખણ્ડન કર્યા પછી ગીતાની શિક્ષાનો આરંભ થાય છે. આ આપત્તિ ખણ્ડનમાં યે એવી એવી અમૂલ્ય શિક્ષાઓ છે કે જે સ્હમજ્યા વિના ગીતાની શિક્ષા હૃદયંગમ નહિ થાય. આથી એ શિક્ષાની વિસ્તૃત આ-લોચના કરવી આવશ્યક છે.

**संजय उवाच।**

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतप ।
न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह ॥ ९ ॥

સંજયે કહ્યું કે—આ પ્રકારે શત્રુને સંતાપનાર ગુડાકેશે એટલે અર્જુને હૃષીકેશ (શ્રીકૃષ્ણ)ને કહ્યું કે, "હું લઢીશ નહિ" આમ કહીને બોલતો બંધ થઇ ગયો.

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥ १० ॥

હે ભારત ( ધૃતરાષ્ટ્ર ) ! બન્ને સેનાની વચ્ચે ખેદ કરતા અર્જુનને શ્રીકૃષ્ણે મુખ મલકાવીને કહ્યું.

**श्रीभगवानुवाच।**

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥ ११ ॥

"જે'ને માટે શોક કરવાનું કાંઇ પણ કારણ નથી ત્હેને માટે તું શોક કરી રહ્યો છે અને જ્ઞાનીની જેમ જ્ઞાનની વાતો ને વાદવિવાદ કરવાની ચેષ્ટા કરી રહ્યો છે પરન્તુ જે તત્ત્વજ્ઞાની છે તે મૃત આ જીવિત કોઇમાટે યે શોક કરતો નથી.

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥ १२ ॥

" એમ તો હતું જ નહિ કે હું પ્હેલાં ન હતો કે તું ન્હોતો કે આ રાજાલોક પણ ન હતા; એવું પણ નથી કે આપણે સર્વ લોકો દેહ ત્યજયાં બાદ કયાંય હશું જ નહિ.

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥

જે પ્રકારે આ શરીરમાં રહેલા જીવને ( દેહ દ્વારા ) બાલ્ય, યૌવન અને જરાવસ્થા પ્રાપ્ત થાય છે તે પ્રમાણે અન્ય દેહ પણ પ્રાપ્ત થાય છે એમ જાણીને સ્થિર બુદ્ધિના જ્ઞાનીઓ આ વિષયમાં મોહ કરતા નથી.

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ १४ ॥

" હે કુન્તીપુત્ર ! મૃત્યુ જેવું કાંઈપણ નથી; વિષયોના સ્પર્શથી શીત ઉષ્ણ, સુખ દુ:ખ ઇત્યાદિ જે સંસ્કારો ઉત્પન્ન થાય છે એ સર્વ અનિત્ય છે માટે એ સર્વને તું સ્થિર થઇને સહન કર.

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥

" જે જ્ઞાની પુરુષ આ સર્વ સ્પર્શોને ભોગવતો છતાં વ્યથા પામતો નથી અને જે સુખ દુ:ખને સમાન માને છે તે મૃત્યુ પર વિજય મેળવવામાં સમર્થ થાય છે.

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥

જે નથી ( અસત્ છે ), ત્હેનું અસ્તિત્વ હોતું નથી. અને જે છે ( સત્ ) ત્હેનો વિનાશ નથી હોતો; તત્ત્વજ્ઞાનીઓએ સત્ અને અસત્ બન્નેનો અંત જાણ્યો છે.

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ १७ ॥

"પણ જે'ને આ દૃશ્ય જગત ફેલાવ્યું છે તે અવિનાશી છે; એનો નાશ કોઇ યે નથી કરી શકતું.

अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥ १८ ॥

"જે શરીરનો સ્વામી ( આત્મા ) નિત્ય, અવિનાશી અને અચિન્ત્ય છે, ત્હેને પ્રાપ્ત કરવાવાળું શરીર નાશવાન છે. એથી હે ભારત ! તું યુધ્ધ કર.

य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥ १९ ॥

"જે આ આત્માને વધ કરનારો માને છે તથા જે આ આત્માને બીજાથી હણાયલો માને છે તે બન્નેને સાચું જ્ઞાન નથી. કારણ કે આ આત્મા નથી કોઇને મારતો કે નથી કોઇથી હણાતો.

न जायते म्रियते वा कदाचि-
न्नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥ २० ॥

"આ આત્મા કદીયે જન્મતો નથી કે કદી ય મરતો નથી; એવું યે નથી કે એકવાર જન્મ થતાં પુનઃ એનું અસ્તિત્વ નહિ હોય. આ (આત્મા) અજ, નિત્ય, શાશ્વત અને પુરાતન છે એથી શરીરનો વધ થઇ જાય તો યે એનો નાશ નથી થતો.

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥ २१ ॥

"હે પાર્થ! જે આ આત્માને નિત્ય અનશ્વર અને અક્ષય જાણે છે તે કોનો કેવી રીતે નાશ કરે અથવા કરાવી શકે?

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥ २२ ॥

"જે પ્રકારે મનુષ્ય જીર્ણ વસ્ત્રનો ત્યાગ કરીને અન્ય નવું વસ્ત્ર ધારણ કરે છે તે પ્રમાણે જીવ જીર્ણ શરીરનો ત્યાગ કરીને અન્ય નવું શરીર ધારણ કરે છે.

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥२३॥

"આ આત્માને શસ્ત્રો છેદી નથી શકતા, અગ્નિ બાળી નથી શકતો, પાણી ભીનો કરી શકતો નથી ને વાયુ સુકવી શકતો નથી.

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥२४॥

"અચ્છેદ્ય[1] અદાહ્ય[2], અક્લેદ્ય[3] નિત્ય, સર્વવ્યાપી, સ્થિર, અચલ અને સનાતન આ આત્મા છે.

अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ २५ ॥

"આત્મા અવ્યક્ત[4] અચિન્ત્ય[5] અને વિકાર રહિત[6] છે; એથી એને આ પ્રકારનો સ્હમજીને એનો શોક કરવો ત્હારે કાજે ઉચિત નથી.

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥ २६ ॥

"જો તું એમ માનતો હોય કે જીવ વારંવાર જન્મે છે ને મરે છે તો યે હે મહુબાહુ! એનો શોક કરવો ત્હારે માટે ઉચિત નથી.

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥

"કારણ કે જે જન્મે છે ત્હેનું મૃત્યુ અવશ્ય થાય છે ને જે મરે છે ત્હેનો જન્મ યે નિશ્ચય થાય છે; એથી એ અપરિહાર્ય વિષયમાં ત્હારે શોક કરવો યોગ્ય નથી.

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ २८ ॥

"ભૂતમાત્ર પ્રારંભમાં અવ્યક્ત; મધ્યમાં વ્યક્ત અને

---

૧ છેદાય નહિ એવો; ૨, બાળી ન શકાય એવો; ૩ ભીંજાય નહિ એવો; ૪ ઇન્દ્રિયોથી અગોચર; ૫ મનથી પણ નહિ વિચારી શકાય એવો; ૬ વિકાર રહિત; વિકાર ૭ છે; જન્મ, અસ્તિત્વ, વૃદ્ધિ, વિપરિણામ, અપક્ષય અને નાશ. આત્મા આ સર્વથી રહિત હોવાથી 'કારણ–વિકાર રહિત' એટલે 'અવિકાર્ય' છે.

અન્તમાં (મરણ સમયે) ફરી અવ્યક્ત હોય છે; તો પછી હે ભારત! આ સ્વાભાવિક ક્રમમાં શોક શાનો ?

आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः ।

आश्चर्यवच्चैनमन्य शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥२९॥

"કોઈ તો એને આશ્ચર્ય (અદ્ભુત વસ્તુ)ની પેઠે જુવે છે, કોઈ આશ્ચર્ય જાણીને તદનુસાર એનું વર્ણન કરે છે, અને કોઈ આશ્ચર્યકારક સ્હમજીને સાંભળે છે. પરન્તુ આ પ્રકારે જોનાર, વર્ણન કરનાર અને સાંભળનાર કોઇ યે આત્માને (તત્ત્વતઃ) જાણતા નથી.

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।

तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥ ३० ॥

હે ભારત! આત્મા સર્વદા સર્વના શરીરોમાં અવધ્ય અર્થાત્ કદી યે વધ ન થઈ શકે એવો છે એથી સર્વ અર્થાત્ કોઇપણ પ્રાણીનો શોક કરવો એ ત્હારે માટે ઉચિત નથી.



## મૃત્યુની અસત્યતા.

અર્જુનની વાત સાંભળીને શ્રીકૃષ્ણના મુખ ઉપર સ્મિત ફરક્યું; એ સ્મિત રસમય ને પ્રસન્નતા સૂચક હતું. અર્જુનના મનમાં માનવજાતિનો ભ્રમ જોઇને શ્રીકૃષ્ણ હસ્યા'તા, એ ભ્રમ શ્રીકૃષ્ણની માયાથીજ ઉત્પન્ન થયો હતો. જગત્‌માંથી અશુભ, દુઃખ અને દુર્બળતાનો ભોગ અને સંયમદ્વારા નાશ કરવા કાજે શ્રી કૃષ્ણે મનુષ્યોને આ માયાને વશીભૂત કર્યાં છે. પ્રાણ પ્રત્યેની મમતા, મૃત્યુનો ભય, સુખદુઃખનું અધીનત્વ અને પ્રિય અપ્રિયનું જ્ઞાન ઇત્યાદિ જે અજ્ઞાન અર્જુનના કથનમાં દેખાય છે, તે માનવ બુદ્ધિથી દૂર કરીને, જગત્‌ને અશુભથી મુક્ત કરવા કાજે, એ શુભ કાર્યને અનુકૂલ અવસ્થા લાવવા માટે શ્રી કૃષ્ણ અવતર્યાં'તા ને ગીતા પ્રકટ કરી હતી. પણ સહુથી પ્હેલાં અર્જુનના મનમાં જે ભ્રમ ઉત્પન્ન થયો હતો, ત્હેનો ભોગદ્વારા નાશ કરવાનો હતો. અર્જુન શ્રીકૃષ્ણના સખા અને માનવજાતિના પ્રતિનિધિ હતા, એ શ્રેષ્ઠ પાત્ર હતા, એમને ગીતા કહેવામાં આવી હતી; આમ છતાં અત્યાર સુધી માનવજાતિ ગીતાનો અર્થ ગ્રહણ કરવા યોગ્ય થઇ નથી એટલુંજ નહિ પણ અર્જુનને યે સંપૂર્ણ જ્ઞાન થયું નહિ. જે શોક, દુઃખ અને કાતરતા અર્જુનના મનમાં ઉદ્‌ભવી હતી તેજ કલિયુગમાં યે માનવજાતિ ભોગવી રહી છે. ખ્રીસ્તિધર્મ પ્રેમમાર્ગ આનયન

કરીને બૌદ્ધધર્મ દયાનું અનુસરણ કરીને અને ઇસ્લામ ધર્મ શક્તિદ્વારા એ દુઃખને દૂર કરવા પ્રયત્ન કરતા આવ્યા છે. આજ કલિયુગ અન્તર્ગત પ્રથમ ખંડમાં સત્યયુગનો આરંભ થતાં ભગવાન પુનઃ ભારતને અને કુરુજાતિના વંશજોને ગીતાનો ઉપદેશ આપી રહ્યા છે. જો આપણે એ ગ્રહણ કરવા અને ધારણ કરવા સમર્થ થઇએ તો ભારતનું ને જગતનું મંગલ સુનિશ્ચિતજ છે.

શ્રીકૃષ્ણે કહ્યું કે, "તું પંડિતોની જેમ પાપ પુણ્ય નો વિચાર કરી રહયો છે, જીવન મરણનું તત્ત્વ કહી રહયો છે, અને જાતિનું કલ્યાણ અકલ્યાણ શામાં છે તે પ્રતિપાદન કરવાની ચેષ્ટા કરી રહ્યો છે પરંતુ ત્હારી વાતોમાં વાસ્તવિક જ્ઞાનનો પરિચય સરખો યે દેખાતો નથી. એટલુંજ નહિ પણ ત્હારૂં પ્રત્યેક કથન અજ્ઞાનપૂર્ણ છે. સ્પષ્ટ વાત કહી દે કે હું દુર્બલ હૃદયી છું, શોકથી કાતર થઇ ગયો છું. મ્હારી બુદ્ધિ કર્તવ્યથી વિમુખ થઇ ગઈ છે; જ્ઞાનીની ભાષામાં અજ્ઞાન પુરૂષની જેમ તર્ક વિતર્ક કરી પોતાની દુર્બલતાનું સમર્થન કરવાની કંઈ આવશ્યકતા નથી. શોક તો મનુષ્ય માત્રના હૃદયમાં ઉત્પન્ન થાય છે. માનવ માત્રના મરણ અને વિચ્છેદ અત્યંત ભયંકર છે. જીવન મહા મુલ્યવાન, શોક અસહ્ય અને કર્તવ્ય કઠોર છે; મનુષ્ય માત્ર પોતાના સ્વાર્થની સિધ્ધિ અનુસાર હર્ષ કરે છે, દુઃખી થાય છે, હસે છે ને રડે છે. પણ આ સર્વ વૃત્તિઓ કાંઇ જ્ઞાનથી ઉત્પન્ન થઇ છે એમ કહી શકાય નહિ, જેને માટે શોક કરવો અનુચિત છે ત્હેને માટે તું શોક કરી રહ્યો છે. મૃત્યુ પામેલી વ્યકિત માટે કે જીવતી વ્યક્તિ માટે

કોઇને પણ માટે જ્ઞાનીલોક શોક કરતા નથી. જ્ઞાની પુરૂષ તો એ વાત જાણે છે કે મરણ, વિચ્છેદ અને દુઃખ કંઇ યે નથી; હું અમર છું, હું સનાતન છું, હું આનંદ અને અમૃતનો સન્તાન છું, હું જીવન મરણ સાથ આંખમીંચમણાની રમત રમતો, ખેલતમાસા કરી રહ્યો છું—પ્રકૃતિના આ વિશાલ નાટયભવનમાં (થીયેટરમાં) હાસ્યપૂર્ણ અભિનય (નાટક) કરી રહ્યો છું, શત્રુ અને મિત્ર ઉભા કરીને યુદ્ધ અને શાન્તિ, કલહ અને પ્રેમનો સ્વાદ ચાખી રહ્યો છું. કેટલાક દિવસથી અહીં આવ્યો છું પણ કાલે કે પરમદિવસે દેહત્યાગ કરીને કયાં જઇશ તે હું જાણતો નથી; આ મ્હારી અનન્ત ક્રીડામાં એક મૂહુર્ત માત્ર છે, માત્ર એક ક્ષણિક ખેલ છે, કંઇ ક્ષણોનો ભાર છે. હું હતો, છું અને રહીશ—સનાતન, નિત્ય, અનશ્વર—પ્રકૃતિનો ઈશ્વર અને જીવન મરણનો કર્તા, ભગવાનનો અંશ અને ભૂત, વર્તમાન ને ભાવિનો કર્તા. જે રીતે શરીર બાલ્ય, યૌવન અને જરાવસ્થા ધારણ કરે છે તેજ રીતે દેહાન્તર પ્રાપ્તિ (એક શરીર છોડીને બીજું ધારણ કરવુ) યે છે. મરણ નામ માત્ર છે, એનું નામ સાંભળીને જ આપણને ભય થાય છે ને દુઃખી થઇએ છીએ. વસ્તુતઃ જો આપણે સમજતા હોત તો ભય પણ ન પામત અને દુઃખ પણ નહિ થાત. જો મ્હારો બાલક જુવાન થઇ જતાં હું ત્હેનું મૃત્યુ માનીને કહું કે "અરે! મારો પ્રિય બાલક કયાં ગયો? આ જુવાન પુરૂષ મ્હારો બાલક નથી, મ્હારો સુવર્ણ ચંદ્રક કયાં ચાલ્યો ગયો!"—તો મ્હારા આ વ્યવહારને લોકો હાસ્યજનક અને ઘોર અજ્ઞાનતા પૂર્ણ કહે, કારણ કે આ અવસ્થાન્તર પ્રાપ્તિ—બાલકનું જુવાન થવું અને

જુવાનનું વૃદ્ધ થવું એ પ્રકૃતિનો નિયમ છે; વૃદ્ધ શરીર અને જુવાન શરીરમાં એકજ પુરૂષ બાહ્ય પરિવર્તનથી અલિપ્ત સ્થિર ભાવે રહે છે. આ જ રીતે જ્ઞાની, સાધારણ મનુષ્યને મૃત્યુથી ભયભીત અને દુઃખી જોઈને, એના આ કાર્યને હાસ્યજનક અને ઘોર અજ્ઞાનતા પૂર્ણ સ્હમજે છે કારણ કે દેહાન્તર પ્રાપ્તિ યાને એક શરીર ત્યાગ કરીને બીજું ધારણ કરવું એ પ્રકૃતિનો નિયમ છે. સ્થૂળ અને સૂક્ષ્મ શરીરમાં બાહ્ય પરિવર્તનથી ન્યારો એકજ પુરૂષ સ્થિર ભાવે રહે છે. હું અમૃતનો પુત્ર છું તો પછી કોણ મારે છે ને મરે છે ? મૃત્યુ મ્હને સ્પર્શ સરખો યે નહિ કરી શકે, મૃત્યુ પોલો અવાજ છે, મૃત્યુ ભ્રમ છે, વાસ્તવમાં મૃત્યુ કાંઈ નથી.



## માત્રા.

પુરૂષ અમર છે ને પ્રકૃતિ ચલ છે; એ ચલ પ્રકૃતિમાં અચલ પુરૂષ અવસ્થિત છે. પ્રકૃતિમાં અવસ્થિત પુરૂષ પાંચે ઇન્દ્રિયોદ્વારા જે કાંઇ જુવે છે, સાંભળે છે, સુંઘે છે, ચાખે છે, સ્પર્શ કરે છે તે સર્વનો ભોગ કરવા કાજે પ્રકૃતિનો આશ્રય લે છે. હું જે જોઉં છું તે રૂપ છે, હું જે સુંઘું છું તે ગન્ધ છે, હું જે ચાખું છું તે રસ છે અને હું જે'નો અનુભવ કરૂં છું તે સ્પર્શ છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ એ સર્વ તન્માત્રાઓ ઇન્દ્રિયોના ભોગના વિષયો છે. છ ઇન્દ્રિયોના મનનો વિશેષ વિષય સંસ્કાર છે. બુદ્ધિનો વિષય ચિન્તન છે; પંચ તન્માત્રા, સંસ્કાર અને ચિન્તનનો અનુભવ કરવા અને ભોગ ભોગવવા માટે પુરૂષ અને પ્રકૃતિનો પરસ્પર સંભોગ અને અનન્ત ક્રીડા થયા કરે છે. આ બે પ્રકારનાં છે; શુદ્ધ અને અશુધ્ધ : શુદ્ધ ભોગમાં સુખ નથી ને દુઃખ યે નથી પણ પુરૂષનો સનાતન સ્વભાવસિદ્ધ ધર્મ આનંદ જ છે. અશુધ્ધ ભોગમાં સુખ અને દુઃખ

---

માત્રા—જુદાં જુદાં લોકો માત્રાનો જુદો જુદો અર્થ કરે છે. કેટલાક માત્રા શબ્દનો અર્થ सीयते एभिरिति मात्रा કરે છે, અર્થાત્ જેના દ્વારા બાહ્ય પદાર્થનું જ્ઞાન થાય છે તે—ઇન્દ્રિયો. કેટલાક માત્રાનો ઇન્દ્રિય અર્થ ન કરતા ઇન્દ્રિયોથી જ્ઞાત થતા શબ્દ, રૂપ આદિ બાહ્ય પદાર્થને પણ માત્રા કહે છે.

બન્ને છે; શીતોષ્ણ, ક્ષુત્પિપાસા, હર્ષશોક ઇત્યાદિ દ્વંદ્વો અશુદ્ધ ભોગીને વિચલીત કરે છે ને ક્ષોભ પમાડે છે. અશુદ્ધતાનું કારણ કામના છે. કામી માત્ર અશુદ્ધ છે અને જે નિષ્કામ છે તે જ શુદ્ધ છે. કામનાથી રાગ અને દ્વેષ ઉત્પન્ન થાય છે અને રાગ દ્વેષને વશ થઇને પુરૂષ વિષયમાં આસક્ત થાય છે. એ આસક્તિનું ફલ બંધન છે. પુરૂષ એટલો તો વિચલીત થઇ જાય છે અને એટલો તો ક્ષોભ પામે છે કે વ્યથિત અને યન્ત્રણાકિલષ્ટ થઇને યે આસકિતના અભ્યાસ દોષથી પોતાને થતા ક્ષોભ, વ્યથા અને યન્ત્રણાના કારણોનો પણ ત્યાગ કરવા અસમર્થ થઈ જાય છે.



## સમભાવ

શ્રી કૃષ્ણે પ્હેલા તો આત્માની નિત્યતાનું વર્ણન કરીને પછી અજ્ઞાનનું બંધન શિથિલ કરવાનો માર્ગ દર્શાવ્યો છે. માત્રા અથવા વિષયના વિવિધ રૂપો–સ્પર્શ, સુખ, દુઃખ ઇત્યાદિ દ્વન્દ્વનું કારણ છે. એ સહુ અનિત્ય છે, એનો આરંભ છે અને અંત પણ છે. એથી એને અનિત્ય સ્હમજીને આસક્તિનો ત્યાગ કરવો જોઈએ. જે કોઈ અનિત્ય વસ્તુમાં આસક્ત થાય છે, એના આગમનથી હૃષ્ટ થાય છે તે એના નાશથી યા ત્હેના અભાવથી દુઃખી થાય છે અને વ્યથા પામે છે; આ અવસ્થાને અજ્ઞાન કહે છે. અજ્ઞાનથી અનશ્વર આત્માનો સનાતન ભાવ અને અવ્યય આનંદ લોપ થાય છે અને કેવલ ક્ષણસ્થાયી ભાવ તથા વસ્તુમાં મત્ત થઈને મનુષ્ય રહે છે. વસ્તુમાં મત્ત થતાં એ વસ્તુના નાશથી દુઃખના શોકસાગરમાં ડુબી જાય છે. આ પ્રકારે આચ્છન્ન ન થતા, જે વિષયોના સર્વ સ્પર્શોને સહન કરી શકે અર્થાત્ જે દ્વન્દ્વની પ્રાપ્તિ કરીને યે સુખ દુઃખ, શીત ઉષ્ણ, પ્રિય અપ્રિય, મંગલ અમંગલ, અને સિદ્ધિ અસિદ્ધમાં હર્ષ અને શોકનો અનુભવ કરતો છતાં ય સમાન ભાવે પ્રફુલ્લ ચિત્તે, હસતે મુખડે ગ્રહણ કરી શકે એજ પુરૂષ રાગ દ્વેષથી મુક્ત થઈને અજ્ઞાનનું બંધન કાપીને સનાતન ભાવ અને આનંદ પ્રાપ્તિ કરવામાં સમર્થ થાય છે—અમૃતત્વાય કલ્પતે ।

## સમતાનો ગુણ.

આ સમતાની શિક્ષા તે ગીતાની પ્હેલી શિક્ષાઃ આ સમતા જ ગીતામાં વર્ણિત સાધનની સ્થાપનાઃ આ સમતાની શિક્ષા, ભારત વર્ષમાંથી પ્રાપ્ત કરીને ગ્રીક નિવાસી સ્તોયિક સંપ્રદાયે યુરોપમાં સામ્યવાદનો પ્રચાર કર્યો હતો. ગ્રીક દાર્શનિક એપિકયુરસે શ્રીકૃષ્ણે ઉપદેશેલા ઉપદેશનું એક અંગ ગ્રહીને શાંત ભોગની શિક્ષા Epicureanism યા ભોગ-વાદનો પ્રચાર કર્યો. એ બન્ને મતો–સામ્યવાદ અને ભોગ વાદ—પ્રાચીન યુરોપના શ્રેષ્ઠ નૈતિક મતો તરીકે જાણીતા હતા. આધુનિક યુરોપમાં યે એ મતોએ નવા સ્વરૂપો ધારણ કરીને Puritanism અને Pagnism ની વિરદ્ધંદ્ધની સૃષ્ટિ કરી છે. પણ ગીતોકત સાધનમાં સામ્યવાદ અને શાન્ત યા શુધ્ધ ભોગ એકજ વાત છે. સામ્ય કારણ છે, શુદ્ધ ભોગ કાર્ય છે. સમતાથી આસક્તિનો નાશ થાય છે. આસક્તિના નાશથી એટલે રાગ દ્વેષના પ્રશમનથી શુદ્ધતા ઉત્પન્ન થાય છે. શુધ્ધ પુરૂષના ભોગો કામના અને આસ-ક્તિથી રહિત હોય છે એટલે શુદ્ધ હોય છે. આથી સમ-તાનો ગુણ તથા સમતા સહિત આસક્તિ અને રાગ દ્વેષ એક સ્થાન પર નથી રહી શકતા. સમતાજ શુદ્ધિનું બીજ છે.

## દુઃખ જીતવાનો પ્રકૃત ઉપાય.

ગ્રીસના સ્તોચિક સંપ્રદાયીઓને દુઃખ જીતવાનો પ્રકૃત ઉપાય માલમ નહિ હોવાથી, દુઃખનો નિગ્રહ કરીને, દુઃખને છુપાવીને, તથા પદદલિત કરીને દુઃખને નિવારણ કરવાની ચેષ્ટા કરી. પણ આ તેઓની ભૂલ હતી. ગીતામાં એક જગ્યાએ કહેવામાં આવ્યું છે કે प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति । સર્વ પ્રાણી પોત પોતાની પ્રકૃતિને અનુસરે છે તો નિગ્રહથી શું થઇ શકશે? દુઃખના નિગ્રહથી મનુષ્યનુ હૃદય શુષ્ક, કઠોર, અને પ્રેમ શૂન્ય થઇ જાય છે. દુઃખથી રડવું નહિ, દુઃખની યન્ત્રણાઓનો સ્વીકાર કરવો નહિ, 'આતો કંઈ નથી' કહી ચૂપચાપ સહન કરવું, સ્રીના દુઃખો, પુત્રના દુઃખો, જાતિના દુઃખો એ સર્વ શાન્ત ચિત્તે જોયા કરવા એ તો બલદૃપ્ત અસુરોની તપસ્યાનું મહત્વ: માનવજાતિની ઉન્નતિની સાધનામાં એનુ પ્રયોજન છે છતાં પણ એ દુઃખ નિવારણનો પ્રકૃત ઉપાય નથી. દુઃખ જીતવાનો પ્રકૃત ઉપાય જ્ઞાન, શાન્તિ અને સમતા છે. શાન્ત ભાવથીજ સુખ દુઃખ ગ્રહણ કરવું, એજ વાસ્તવિક માર્ગ છે. પ્રાણમાં સુખ દુઃખના સંચારનો વિરોધ નહિ કરતાં બુદ્ધિને સ્થિર કરીને રાખવી એજ દુઃખ જીતવાનો માર્ગ છે. સમતાનુ સ્થાન પ્રાણ કે ચિત્ત નથી પણ બુદ્ધિ છે. બુદ્ધિ સમતારૂપ થવાથી ચિત્ત અને પ્રાણ સ્વયં સમતા

રૂપ થઈ જાય છે; પ્રેમ ઇત્યાદિ પ્રકૃતિથી ઉત્પન્ન થતી પ્રવૃત્તિ સૂકાઈ નથી જતી; મનુષ્ય પથ્થર સમ જડ કે નિશ્ચેષ્ટ નથી થઈ જતો. प्रकृतिं यान्ति भूतानि।–પ્રેમ ઇત્યાદિ પ્રવૃત્તિ પ્રકૃતિની સનાતન પ્રવૃત્તિ છે; એથી એના હાથમાંથી મુક્ત થવાનો એક માત્ર ઉપાય પરબ્રહ્મમાં લય થવું એજ છે. પ્રકૃતિમાં રહીને, પ્રકૃતિનો ત્યાગ કરવો એ અસંભવ છે. જો કોમલતાનો ત્યાગ કરવામાં આવે તો હૃદયને કઠોરતા ઘેરશે; જો બાહ્ય દુઃખ સ્પન્દનનો નિષેધ કરવામાં આવે તો દુઃખ અંતરમાં વિરાજશે અને અલક્ષિત ભાવે પ્રાણને શુષ્ક કરી નાખશે. આ પ્રકારના સંકીર્ણ સાધનોથી ઉન્નતિનો સંભવ નથી. તપસ્યાથી શક્તિ અવશ્ય ઉત્પન્ન થાય છે પણ આ જન્મમાં જે'નો બલાત્કારે અવરોધ કરવામાં આવ્યો છે તે અન્ય જન્મમાં એ સર્વ અવરોધોનો નાશ કરીને બમણા બળથી પ્રકટ થશે.



## —: નવ પલ્લવ :—

**સાકી:**—લેખક અને પ્રકાશક: મણિલાલ મોહનલાલ પાદરાકર
મુ૦ પાદરા, પા૦ ૧૩૦ કી. રૂ. ૧.

એ પ્રેમી પંખીડા, સંયોગના પ્રબળ તત્વોએ ઘસડાઇ જતી અટુલી ચાતકી, પડતું સહુ સહી લેવું એ વેદના વાક્યથી પ્રચલીત થયલી સ્ત્રી ભાવાનુસાર બદલાતી જતી પ્રેમસૃષ્ટિ, વ્હેમની જ્વાલા, અને પતિના બોલને ન ઉથાપનાર પત્નીએ લીધેલું ઝેર એ સર્વ કરૂણાપર્યવસાયી વાણો લઇ પ્રેમનો તાણો પૂરી લેખકે જે પટ બનાવ્યો છે તેની ભાત ખરે વાચકને ઘડીભર મુગ્ધ કરે છે. કાશ્મીરની મોતી મહાલમાંથી નીકળતાં લોહીનાં આંસુનાં એ પટમાં પૂરેલા બુટ્ટા લીલા અંબરના સોનેરી બુટ્ટા સમા દીપે છે. પ્રેમને કારૂણ્યની ઐતિહાસિક છાંટમાં લાગણીના ઉભરા રૂપ મૂકાયલી કવિતાઓ એજ આ ભાષાન્તરને બીજાં ભાષાન્તરો કરતાં વધુ આકર્ષક બનાવે છે. સલીમાનું પાત્રાલેખન કોઇ હિંદુ સ્ત્રીનું હોય એમ લાગે છે.

**પ્રણય મંજરી:**—લેખક અને પ્રકાશક: મણિલાલ મોહનલાલ પાદરાકર મુ૦ પાદરા. પૃ. ૨૧. આ પુસ્તિકાનું બીજું નામ **પ્રેમ-ગીતા** આપ્યું છે. પણ અમારા નમ્ર મત પ્રમાણે એકજ નામથી ચાલી શકત. પરમ પ્રેમ સ્વરૂપ પ્રભુની મીઠી નજરની એકજ લહેરકથી મ્હેંક મ્હેંક મ્હેકી ઉઠેલ-આત્મામાં અવનવું ઓજસને પ્રાણમાં નવચેતન પૂરતી, પ્રભુતાના-પ્રભુના-આત્માના-પ્રેમના ગાન ગાતી, પ્રેમભક્તોના હૃદય તરબતર કરતી, પ્રેમની અનેરી મસ્તી વર્ણવે છે:

નીતિ-રીતિ-નિયમ નહિ
પ્રેમ રાજ્યમાં હોય.

અને કલાપીનો પડઘોજ હોય તેમ

મધુરું સુખ તે શું હશે,
પ્રેમી બાળે પ્રેમ.
અદકું સુખ પ્રેમ ગણે,
બાળવામાં તે કેમ ?

જીવન એ પ્રેમ છે તેથી લેખક પૂછે છે કે.

પ્રેમ ગયો તો શું રહ્યું ?

અને સર્વ સ્થળની મહત્તા ગે પ્રેમજ સ્થાપિત કરે છે.

તીર્થત્વ આપે તીર્થને
સુકર્મત્વ દે જે કર્મને
શાસ્ત્રત્વ શાસ્ત્રોમાં પૂરે.

આમ પ્રેમની લહર ઉડાવતી પ્રેમગીતા વાચકને ઘડીભર પ્રેમના સનમના મીઠા શરાબની લહેજ્જતના લલિત લ્હાણુલાંના દર્શન કરાવે છે.

**વીસમી સદીની ગુલામી**—અનુવાદકઃ પ્રભુભાઇ વિઠ્ઠલભાઇ મહેતા તથા શંકરદત્ત પાર્વતીશંકર શાસ્ત્રી; પ્રકાશકઃ નવયુગ પ્રકાશન મંદિર, સુરત, પૃ. ૧૩૨ કી. ૦–૮–૦

મહાત્મા ટૉલ્સટૉયે લખેલા Slavery of our Times નામના પુસ્તકનો આ અનુવાદ છે. એમાં મુખ્યત્વે પશ્ચિમમાં પ્રવર્તતા અર્થ-શાસ્ત્રની ગુલામી વિચાર પદ્ધતિ સ્હામે લડત જગાવેલી દેખાય છે. ટૉલ્સટૉય એટલે આ સદીનો મહાન વિચારક; સર્વ કાંઇ નરી આંખે જોયા પછી, બધા સંસ્કારો મેળવીને એણે વિચાર કર્યો છે; જો કે એ વિચાર મુખ્યત્વે રશિયા પરત્વેજ છે પણ પરતંત્ર દેશોને એના વિચારો સ્વતંત્રતાની પ્રેરણા સમા છે. એના વિચારોનો પ્રચાર એટલે અન્યાયનું મ્હોત. કાકા કાલેલકરે આ પુસ્તકના આદિવચન તરીકે સુંદર ચેતવણી લખીને દરેક જુલમગારને ચેતાવ્યું છે કે આ ચોપડી અહિંસક હોવા છતાં તમારી દુશ્મન છે.

**રાષ્ટ્રીય સાહિત્ય વિનોદ**:—પ્રકાશકઃ ચંદુલાલ નંદલાલ દેશાઇ, નડિયાદ પૃ. ૧૧૦ રફ કાગળ કી. ૦–૪–૦

જન્મભૂમી ગ્રંથમાલાનો આ બીજો મણકો છે. નવજીવન આદિ સામાયિક પત્રો, ગાંધીજીના જીવન પ્રસંગો ને બંકિમ નિબંધમાલા સમા પુસ્તકોમાંથી કેટલાક લેખોની ચુંટણી કરેલી છે. પ્રજામાં અત્યારે જે light literature ને નામે law literature વંચાઇ રહ્યું છે ત્હેનું સ્થાન આવા લખાણો લે એ ભાવના સ્તુત્ય છે. એકંદર સંગ્રહ ઠીક છે પણ ગ્રંથમાલા માટે ખાસ મૌલિક પુસ્તકો તૈયાર કરાવાય એ વધુ ઇચ્છવા જોગ છે.

**શેરને માથે સવાશેર:**—લેખકઃ કોઇપણ (?) પ્રકાશકઃ રમણીકલાલ છોટાલાલ કેસાણી. ભીંડીબજાર મુંબઇ. પૃ. ૫૦ કી. ૦–૪–૦

ગમ્મત નાટિકાનો આ પ્હેલો મણકો છે. શેર બજારમાં એક ફેરી ચાલી રહેલા ધૂમ સટ્ટાનો અચ્છો ચિતાર આવેલો છે. લુચ્ચા લોકોના કાવાદાવા ને સુધરેલી ચાલાકીઓ, સટ્ટાના પૈસાથી ઉત્પન્ન થતી ખોટી આકાંક્ષાઓ ને અંતમાં પોતાનું તેમજ કુટુંબનું વળતું સત્યાનાશ એ બધું આમાં હાસ્યપૂર્ણ રીતે દર્શાવેલું છે.

**આંખના સામન્ય રોગો**—લે જાદવજી હંશરાજ ડો. એ. એમ. એસ. એલ. એમ. એન્ડ. એસ. વિ. વિ. પ્રકાશકઃ વૈદ્ય કલ્પતરૂ ઑફીશ, અમદાવાદ. પૃ. ૧૩૬. કી. રૂ. ૧।

આજ ૨૯ વર્ષથી ચાલી રહેલા વૈદ્ય કલ્પતરૂની આ છેલ્લી ભેટ છે. આ પુસ્તક લખવાનો ઉદ્દેશ લેખક જણાવે છે તેમ 'દરેક કુટુંબના માણુસો, મોટી ઉમરના બાળકો, સ્ત્રીઓ તેમજ ગામડાના માણસોને ઉપયોગી થાય,' એ છે. લેખકે આંખના લગભગ બધાંજ રોગોને છેડયા છે અને કેટલાક માટે તો ઔષધીઓ પણ બતાવેલી છે. છેલ્લા પ્રકરણમાં સામાન્ય છતાં અતિ ઉપયોગની સૂચનાઓ છે. આવી બીજી વિજ્ઞાન-સિદ્ધ સૂચનાઓ તેમજ આંખની કસરતો આપી, નૈસર્ગિક ઉપચારો બતાવ્યા હોત તો પુસ્તક છે ત્હેના કરતાં વધુ ઉપયોગી થાત.

આદિ પુસ્તકો મોકલવા બદલ પ્રકાશન મંદિરોનો તેમજ માસિકો આદિ સામાયિક પત્રો મોકલવા બદલ તંત્રીઓ અને અધિપતીઓનો અંતઃકરણ પૂર્વક આભાર માનીયે છીએ.

# દિવ્ય પ્રાસાદિક ગ્રંથો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| જ્ઞાન | સૂર્યોદય | પુર્વાર્દ્ધ | ભાગ | ૧ | ૨–૦–૦ |
| ” | ” | ” | ” | ૨ | ૨–૦–૦ |
| ” | ” | ” | ” | ૩ | ૧–૦–૦ |
| ” | ” | ઉત્તરાર્ધ | ” | ૧ | ૨–૦–૦ |
| ” | ” | ” | ” | ૩ | તૈયાર થાય છે. |
| ” | ” પૂર્વાર્દ્ધ ઉત્તરાર્દ્ધ | | | | |

| | |
|---|---|
| મધ્યસંધિરૂપ દિવ્ય પ્રકાશ | ૨–૧૦–૦ |
| વિચાર મુક્તા | ૦–૮–૦ |
| વૈશ્ય ધર્મ નિરૂપણ | ૦–૮–૦ |
| સત્સુખ | ૦–૬–૦ |
| મહામણિમાલા | ૦–૬–૦ |
| માણિક્ય રત્નમણિગણ | ૦–૫–૦ |
| બાળશિક્ષણ | ૦–૫–૦ |
| શાન્તિ સુધારસ | ૦–૪–૦ |

શાંન્તિઃ અધિકારી સુજનો માટેજ વિના મુલ્યે (ફ્રી)
પોષ્ટની ટીકીટો મોકલી અગર કાર્ડ લખી
આજેજ વી. પી. થી મંગાવી લ્યો.

ભક્તરાજ માણેકલાલ જમનાદાસ મહારાજ
સોનિફળિયા—સુરત.

---

પ્રકાશક:—રતિલાલ નાનાભાઈ ગોપીપુરા, સુરત.

મુદ્રણસ્થાન:—શ્રી "અનાવિલ બંધુ" પ્રિ. પ્રેસ, અનાવિલ બોર્જની બાજુમાં, બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળ, સુરત.

મુદ્રક:—ગોવિંદજી ડાહ્યાભાઈ નાયક.

# શ્રી અરવિંદ ઘોષના વચનામૃતો.

સર્વ સાધનનો હેતુ પુરૂષને જાગૃત કરી પુરૂષો કરવાનો છે. જ્યાં સુધી પુરૂષ પુરૂષોત્તમ ન થાય ત્યાં સુ તેણે કાંઇ કર્યું નથી. કૃષ્ણ, ક્રાઇસ્ટ અથવા બુદ્ધને ભજ માત્રથીજ કલ્યાણ થતું નથી....આપણે કૃષ્ણ, ક્રાઇસ્ટ અ. બુદ્ધ જેવા થવું જોઇએ....

× × × ×

અવિદ્યામાં વિદ્યા, ભોગમાં ત્યાગ, સંસારમાં સંન્યાસ, આત્મામાં ભુત માત્ર, ભુતમાત્રમાં આત્મા, ભગવાનમાં જગત અને જગતમાં ભગવાન નિહાળવા એજ સનાતન જ્ઞાન છે....પૃ. ૬૭

+ × × +

જ્ઞાની પુરૂષ જાણે છે કે મરણ, વિચ્છેદ અને દુઃખ કંઈ યે નથી; હું અમર છું, હું સનાતન છું, હું આનંદ અને અમૃતનો સંતાન છું, હું જીવન મરણ સાથ આંખમીચામણાની રમત રમતો ખેલ તમાસા કરી રહ્યો છું,—પ્રકૃતિના આ વિશાલ નાટયભવનમાં હાસ્યપૂર્ણ અભિનય કરી રહ્યો છું, શત્રુ અને મિત્ર ઉભા કરીને યુદ્ધ અને શાન્તિ, કલ અને પ્રેમનો સ્વાદ ચાખી રહ્યો છું....અ! મ્હારી અનન ક્રીડામાં મુહૂર્ત માત્ર છે, માત્ર એક ક્ષણિક ખેલ છે, કાં ક્ષણોનો ભાવ છે. હું હતો, છું અને રહીશ—સનાતન, નિત્ય અનશ્વર— પ્રકૃતિનો ઇશ્વર અને જીવન મરણનો કર્તા; ભગ વાનનો અંશ અને ભૂત, વર્તમાન અને ભાવિનો કર્તા. પૃ. ૧૦૧

( આજ પુસ્તકમાંથી )